

# કર્મયોગી તપસ્વી

અને

# જ્ઞાનયોગી સંન્યાસીની ચર્ચા





છપાવી પ્રસિદ્ધ કર્તા.

**પટેલ મકનભાઇ કુબેરજી ભકત.**

( વેદ તથા ગીતાને અનુસરીને વક્તા. )



સુરત ચઉટાના પુલપર ટાંકી પાસે "શંકર" પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

---

કીંમત છ આના.

# કર્મયોગતપસ્વી

અને

## જ્ઞાનયોગી સંન્યાસીની ચર્ચા.

(આપણો મુખ્ય ધર્મ શું તથા પુણ્ય પુરૂષાર્થ જાણવા
સારૂ સર્વ ભાઈઓ દુઃખથી દુર થવા પૂર્વે
અનાદિનો સનાતન ધર્મ.)

છપાવી પ્રસિદ્ધ કર્તા.

**પટેલ મકનભાઈ કુબેરજી ભક્ત.**
( વેદ તથા ગીતાને અનુસરીને વક્તા. )

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું.
ગામ જામણીઆ. તાલુકા બારડોલી. જીલ્લે સુરત, પોષ્ટ મહુવા.

સુરત ચઉટાના પુલપર ટાંકી પાસે "શંકર" પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯,

કીંમત છ આના.

## અભિપ્રાયો.

સુરત દિલ્હી દરવાજા પાસે ચાર સંપ્રદાયના મહંત શ્રી પ્રેમદાસજી ગુરૂરામકૃષ્ણદાસજી તથા શ્રીમાન્ પંડિતવર્ય બ્રહ્મનિષ્ટ મોતિરામજી ગુરૂ ગોપાળદાસજી હમો અભિપ્રાય બેઉ મળીને આપીએ છીએ જે આ નિબંધ હમો સાંભળીને સિદ્ધાંત અનુસાર હોવાથી છપાવી પ્રસિદ્ધ કરવા, અભિપ્રાય અમો જીજ્ઞાસુઓનાં હીત વાસ્તે આપીએ છીએ. જેથી ઘણા જીજ્ઞાસુઓ સામાન્ય બુદ્ધિના લાભ લઇ શકશે, અને લાભ લેશે એવી આશા રાખીએ છીએ.

મહન્ત શ્રી પ્રેમદાસજી ગુરૂ રામકૃષ્ણદાસજીની સહી દા. રેવાશંકર પંડિત. શ્રી બ્રહ્મનિષ્ટ શ્રી મોતિરામજી ગુરૂ ગોપાળદાસજી ઝાડેશ્વરના સહી દા. રેહેવાશી સુરતના માધવદાસજી ગુરૂ મોતીરામજીના છે. તથા અષ્ટયોગ સમાધિ યોગી વેદાન્ત યુકત મહારાજ મથુરાદાસજી સામદાસજી સહી. દા. અમરતલાલ છગનલાલના છે. મુકામ ખંભાતવાસી.

---

## પ્રસ્તાવના.

આ પુસ્તક દરરોજ, પૂર્ણિમા, એકાદશી તથા દર રવિવારે સર્વે મનુષ્યને વાંચવાની ફરજ છે. વાંચવાથી, સાંભળવાથી અને સમજવાથી સો યોગી જમાડયા બરાબર પુણ્ય થાય છે અને તેને પરમેશ્વર આનંદ થઇ સર્વ સુખ શાંતિ વૈભવ અને ધનની વૃદ્ધિ કરશે, અને જન્મ મરણની ફરજ્યાતથી મુકત થશે.

સંવત ૧૯૭૫ના શ્રાવણ વદ ૩ ને વાર ગુરૂએ આ યોગ શાસ્ત્ર સમાપ્ત થયું.

| પાનું. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૧૦ | સ્રિધ | સિદ્ધિ |
| ૧૦ | ૮ | પડે | પડે ન |
| ૧૯ | ૨ | તપવાળા | આસુરી તપવાળા |
| ૨૦ | ૫ | થવાનાંથી | લખવાનું બાકી રહી ગયેલું છે. |
| ૨૨ | ૧૪ | હોય છે. | કર્તા હોય છે. |
| ૨૮ | ૬ | ખરાબ કર્મ | ખરાબ કર્મ કીધું. |
| ૨૮ | ૧૬ | ધારે | થવા ધારે. |
| ૩૬ | ૨ | મેળવવો. | મેળવશો. |
| ૪૨ | ૫ | જનાયનમ. | જનીઓન મહા. |
| ૪૨ | ૧૭ | ચારૂ | સારૂ |
| ૪૩ | ૧ | લંબોદર | દેવ લંબોદર |
| ૪૩ | ૧ | ० | ઓમ ગણપતિ દેવલંબો દર મહાબળ કૃપાળુ દયા સિંધુ યેન સ્વાહા. |
| ૪૪ | ૧૫ | રૂપા | રૂ૬ |
| ૪૪ | ૧૫ | ० | ઓમ્ શનિ, મંગળ રાહુ સર્વે નવ ગ્રહ દેવો મહા બળ કૃપાળુ દયાસિંધુ યેન સ્વાહા. |
| ૪૫ | ૫ | નહિ | ० |
| ૪૮ | ૧૬ | ० | દેવપક્ષ |

| | | | |
|---|---|---|---|
| ૫૨ | ૬ | કડવું | કરવું |
| ૫૫ | ૧૨ | પગ જોડી | હાથ પગ જોડી. |
| ૫૭ | ૧૦—૧૧ | ભમવાં કપડાં......છે. | ૦ |
| ૫૯ | ૧૨ | પામે છે. | જ્ઞાનને પામે છે. |
| ૬૦ | ૧૧ | કરેલો | યજ્ઞ કરેલો |
| ૬૨ | ૧ | મુક્તી | મુક્ત વખત |
| ૬૩ | ૧૯ | ગુણ | રજો ગુણ. |
| ૬૩ | ૨૦ | રજો | ૦ |
| ૬૮ | ૧૮ | ગંગા સહિતા | ગંગા સરિતા |

શ્રીગણેશાયનમઃ



# કર્મયોગી તપસ્વી

## અને

# જ્ઞાનયોગી સંન્યાસીની ચર્ચા.

૧—આવો આપણે સર્વે ભાઈઓ દુઃખથી દૂર થવા જ્ઞાનગોષ્ટિ કરી સંતસમાગમ કરીએ, સર્વમાં સંતસમાગમ ઉત્તમ છે.

૨—આપણે હવે કરીશું કાલે કરીશું, થોડા દિવસ પછી કરીશું, એમ કરતાં કરતાં આપણે સર્વેને અનંત જુગ વહી ગયા, અને અનંત જન્મ થઈ ગયા. તેમાં કેટલીક વાર અને કેટલુંક દુઃખ ભોગવ્યું હશે, તેનો હજુ સુધી પાર આવ્યો નહિ. માટે આવ્યો અવસર ચૂકવો નહિ, ચૂકશું તો પાછળથી પસ્તાશું, રે ! ભાઈ.

૩—આપણે કેટલીકવાર બળદ થયા અને લોકોનો માર ખાધો ને ભૂખે મૂઆ ને તરસે મૂઆ, ટાઢ તડકો વેઠી ઘણીક વાર મરણ પામીને પક્ષી, ગાય, ભેંસ, કીડી,

મંકોડી વિગેરે અનેક રૂપે અવતાર ધરી ભૂખે મૂઆ, તથા અગ્નિમાં બાળ્યા, તથા લોકોએ કતલ કરી ખાધા હશે, તથા કેટલીકવાર છુંદાઈ પોદાઈ મૂઆ, હોઇશું, તથા કેટલીક વાર ડુંગરમાં તથા વગડામાં અનાજ પાણી તથા ઘાસ ચારા વિના, તથા લોકોની સખ્ત મહેનત મજુરી કરીને મૂઆ તો હજુ જન્મ મરણની ફરજ્યાતથી મુકત થયા નહિ.

૪—પરમેશ્વર જે કોઈ જ્ઞાનિ યોગી હશે તેનેજ જન્મ મરણની ફરજ્યાતથી મૂકત કરે છે. અને તેને પરમેશ્વર પોતાના અખંડ સ્વરૂપમાં અખંડ સુખને માટે રાખે છે. ગીતામાં અધ્યાય પંદરમાં શ્લોક આઠમાં કહ્યું છે કે બીજા ભોગી હોય તેટલાને વારંવાર આવજાના ફેરામાં જન્મ મરણની ફરજ્યાતમાં પાછા હડશેલી કાઢે છે. ગીતામાં અધ્યાય પંદરમાં શ્લોક નવમાં કહ્યું છે, તે વખત જન્મ મરણની ફરજ્યાતથી મૂકત થયલા અખંડ સુખમાં રહેજ્ઞાને જોઇ ફરજ્યાતવાળા પ્રાણીઓને પાછા ફરજ્યાતમાં આવવું તે ઘણું મુશ્કેલ લાગે છે, કારણ કે તે વખત પૂર્વનું તથા આવવાનું સર્વે દુઃખનું જ્ઞાન થયલું હોય છે, માટે અહિંથી જવું તો સહેલ છે પણ ત્યાંથી આવવું મુશ્કેલ લાગે છે. સર્વે પ્રાણી પરમેશ્વરની માયામાં ભૂલી જાય છે. ગીતામાં અધ્યાય પંદરમાં શ્લોક પંદરમાં કહ્યું છે.

૫—યોગીનાં લક્ષણ—વિષય રહિત, વેર રહિત, ક્રોધ રહિત અને દગા રહિત એટલાં ચાર જેના કાબુમાં હોય અને પરોપકાર

વૃતિ હોય તેને યોગી જાણવો. તેમાં કર્મ યોગી તથા જ્ઞાન સંન્યાસયોગી એવા બે જાતના હોય છે. જ્ઞાન સંન્યાસ ભકત યોગી ઉત્તમ ગણાય છે.

૬—પરમેશ્વર પોતે યોગી રૂપ છે, એટલે અખંડ સ્વરૂપ છે. અખંડ સ્વરૂપ એટલે મહા આકાશમાં વિષય નથી, વેર નથી, ક્રોધ નથી તેમજ દગો પણ નથી, અને પરોપકારપણું છે. જે સૌને જોઇએ તે પ્રમાણે વરસાદ વર્ષાવે તથા સર્વ વસ્તુ સૌને જોઇએ તેમ પેદા કરી આપવાવાળો છે. અને કોઇ દિવસ ક્રોધ કરતો નથી તેમજ વેર પણ રાખતો નથી, દગો પણ કરતો નથી, વિષય વાસનાવાળો પણ નથી માટે પોતે જેવો છે તેવો યોગી હોય તેને પોતાના જેવો ગણી પરમેશ્વર તેને પોતાના અખંડ સ્વરૂપમાં રાખે છે. ને ભોગી હોય તેને પાછો ફરજ્યાતમાં દાખલ કરવા હડસેલી કાઢે છે.

૭—મારે તમારા ઘરમાં રહેવું હોય તો હું તમારા જેવો થઇશ ત્યારે તમો મને તમારા ઘરમાં રાખશો, ને તમારા સ્વભાવથી વિરૂધ્ધ હોઉં તો તમે મને રહેવા દેશો નહિ અને કાઢી મૂકશો. તેવીજ રીતે પરમેશ્વર પણ આપણને તેના જેવા ગુણી થઇશું તો પોતાના અખંડ સ્વરૂપમાં રાખશે, નહિ તો જન્મ મરણની ફરજ્યાતમાં દાખલ કરશે.

૮—યોગી લોકો કહે છે કે પિંડે તે બ્રહ્માંડે. ઇશ્વરને ઓળખવા વિષે આપણો આત્મા આપણા હૃદય આકાશમાં રહે છે. અને આપણાં શરીરમાં બીજા ઘણા જીવો ગુપ્ત

રહેલા છે, તે ડાકતર લોકો ખાતરી પૂર્વક જાણે છે, તથા આપણા મોઢામાં તથા ગળામાં અમી ઝરે છે તથા પવન આવજા થાય છે, તથા જઠરાગ્નિ પ્રદિપ્ત થઇ રહ્યો છે, તેવીજ રીતે આપણે સર્વે ભાઈઓ તથા સર્વ જગ્ત પરમેશ્વરના અખંડ સ્વરૂપ વૈરાટ રૂપમાં રહેલા છે. અને વરસાદ વરસે છે, પવન પુંકાઇ છે, અગ્નિ પ્રગટ પ્રદિપ્ત છે, ને આપણું શરીર નાશવંત તથા ભાંગી ફૂટી જાય એવું છે. તેવીજ રીતે પરમેશ્વરનું શરીર એટલે મહા આકાશ, અખંડ સ્વરૂપ વૈરાટ રૂપ ભાંગી પુટી જતું નથી માટે અખંડ સ્વરૂપ અખંડાનંદ અખંડ સુખનું ધામ કહેવાય છે. આપણો આત્મા આપણા હૃદય આકાશમાંથી નીકળીને મહા આકાશમાં દાખલ થાય છે. ઘટ આકાશ, મઠ આકાશ, હૃદય આકાશ અને મહા આકાશ વૈરાટ રૂપ કહેવાય છે. મહા આકાશ પરમેશ્વરનું અખંડ સ્વરૂપ કહેવાય છે.

૯—આપણે ભોગી લોકોને પરમેશ્વર નાના નાના સ્વરૂપ રંગરૂપવાળાં ઉત્પન્ન કરીને તેનાં આત્માને ફરજયાત ભોગવવા સારૂ દાખલ કરી દે છે, ગીતામાં અધ્યાય પંદરમાં શ્લોક નવમાં કહ્યું છે, ને આપણી દેહની વૃદ્ધિ કરે છે, રક્ષણ કરે છે ને આગળનું પ્રારબ્ધ કર્મ અનુસરીને ઇશ્વરની માયા પ્રકૃતિથી પોતે ઈશ્વર આપણને સર્વે વિભૂતિઓ, વૈભવ તથા સર્વ વહેવાર તહેવાર કુલ કર્મ સુખ દુ:ખ સર્વ બાબતો એની મેળે આણી મેળવે છે, આત્મા અકર્તા છે, નિરાકાર

અને નિર્ગુણ છે. દેહથી દેહમાં ન્યારો વસેલો છે, તે પંચી કરણ પુસ્તકમાં લખેલું છે. દેહના ભાગોનો ઉદય થવા સર્જિત હોય ત્યાં લગી દેહમાં આત્મા રહે છે. અને દેહના ભોગો પૂરા થયા પછી દેહમાંથી આત્માને પરમેશ્વર અખંડ સ્વરૂપમાં ખેંચી લે છે.

૧૦—જ્ઞાન સંન્યાસ યોગ ભકિત વિના જન્મ મરણની ફરજયાતમાંથી છુટાતું નથી. ભગવાં કપડાં પહેરવાથી, તથા લંગોટ મારવાથી, યોગી કહેવાતા નથી. યોગિના ચાર નિયમો પાળતા તે વિષય રહિત, વેર રહિત, ક્રોધ રહિત, અને દગા રહિત થશે ત્યારેજ યોગી કહેવાશે. તથા સંસારમાં રહીને ધોળાં કપડાં પહેરીને યોગીના ચાર નિયમો પાળશે તે યોગી કહેવાશે. વનમાં નાસી જવાથી યોગી કહેવાતા નથી. વનમાં તો કાળી પરજ જંગલી લોકો બહુ વસે છે. તોપણ તે યોગી કહેવાતા નથી.

૧૧—કૃષ્ણ મહારાજે અર્જુનજીને જ્ઞાન યોગી થવા ગીતામાં કહ્યું છે જે મને જ્ઞાન, સંન્યાસ ભક્તયોગી બહુ પ્રિય છે. યોગી ભકત બહુ વહાલો છે. માટે યોગી થવા કહ્યું છે, કૃષ્ણજીએ ગીતામાં વિષય ત્યજવા ઘણાક અધ્યાયમાં કહ્યું છે જે વિષય રહિત થશે તેનેજ જ્ઞાનપ્રાપ્ત થશે, તથા જ્ઞાન રહેશે. બીજાને કોઈ કહેનાર મળશે છતાં જ્ઞાન રહેશે નહિં. જેમ કાચા ઘડામાં પાણી ભરેલું ઝરી જાય છે તેમ વિષય વાસનાવાળા મનુષ્યનું જ્ઞાન રહેતું નથી પણ જતું રહે છે.

ને વિષય રહિત થવાથી એની મેળે આપોઆપ જ્ઞાન ઉદય થાય છે, એવું ભગવત ગીતામાં કૃષ્ણજીએ અર્જુનજીને અધ્યાય બે, પાંચ, છ, બાર ને અઢારમાં કહ્યું છે. માટે યોગી થયા વિના જન્મ મરણની ફરજ્યાતમાંથી છુટાવાનું નથી.

૧૨—આપણું મન વશ થયા વિના યોગીના ચાર નિયમો પાળવાના તે કાબુમાં આવતા નથી. મન તથા માણસને વશ કરવું હોય તો કંઇ ધાકથી તથા કંઇ લાલચથી તથા જ્ઞાનથી તથા હઠ યોગથી મન વશ થાય છે. બીજા કોઇ પણ ઉપાયથી વશ થતું નથી. જેણે પોતાનું મન જીત્યું હોય તેણે પરમેશ્વરને જીતી વશ કરી લીધા છે એમ જાણવું. મન પોતાના આત્માને અધોગતિએ પહોંચાડે છે. ને એજ મન પોતે યોગ વૃતિમાં રહી અખંડ સ્વરૂપ અખંડ સુખમાં દાખલ કરે છે.

૧૩—આપણા મનને જીતવાનો ઉપાય ધાકથો એટલે પૃથ્વી ઉપર કેટલાક પ્રાણીઓ ભૂખે તરસે મરે છે અને દુઃખી થાય છે. તથા સખ્ત વૈતરૂં કરવું પડે છે. છતાં અન્ન પાણી, ઘાસ ચારો પૂરતો મળતો નથી. તથા નાના નાના જીવો છુંદાઇ પીંદાયને મરે છે તો આપણને આ વખત પરમેશ્વરે આપ્યો તે પાડ માની હવે પછી આપણે પણ એવા ચકકરમાં આવી પડશું એવો ડર રાખી ઇશ્વર ભકત થવાની જરૂર છે. અને મનુષ્યની દેહ વિના જન્મ મરણની ફરજ્યાતથી મૂકત થવાતું નથી. ગીતામાં અધ્યાય

સાતમાં શ્લોક ત્રીજામાં કહ્યું છે.

૧૪—લાલચથી એટલે આપણે હવે પછી વરસ, દસ, પંદર અગર વીસ, પચીસ વર્ષે આ દેહ છોડી જવાના છે. એટલા માટે એ ચાર વસ્તુ કાબુમાં ન લાવીશું તો આપણું સર્વ અખંડ સુખ જતું રહેશે. અખંડ સુખ એટલે બ્રહ્માના ચાર હજાર યુગ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ કહેવાય અને તે દિવસ પૂરો થાય ત્યારેજ જગતનો મહા પ્રલય થાય છે. તેવીજ રીતે બ્રહ્માની રાત્રિનો આરંભ થાય ત્યારે ચાર હજાર યુગ વહી જાય. તે રાત્રિ અને દિવસ મળી બ્રહ્માનો એક દિવસ પૂરો થાય છે. બ્રહ્માની રાત્રિ પૂરી થયા બાદ પાછી સૃષ્ટિ સમૂહ જગત ઉત્પન્ન થાય છે. એવી રીતે બ્રહ્માના સો વર્ષનું આયુષ્ય ગણાય છે. જ્ઞાની સંન્યાસ ભક્ત યોગીને અખંડ સુખમાં બ્રહ્માના અંત પછી પણ રાખે છે. બ્રહ્માની સાથે પણ અંતે દુઃખ ભોગવતો નથી. ગીતામાં અધ્યાય આઠમાં શ્લોક સોળમાં કહ્યું છે. આપણે કિંચિત સુખને માટે મહા સુખ ખોઈ નાંખવું નહિ. પિત્તળનો દાગીનો બહુ સારો શોભિતો હોય, છતાં પિત્તળનો દાગીનો લઇને સોનાનો દાગીનો આપી દેતા નથી. તેવીજ રીતે કિંચિત સુખને સારૂ મહા સુખ ગુમાવી નાંખવું નહિ. અધ્યાય આઠમાં શ્લોક સત્તરથી ઓગણીશ સુધીમાં ગીતામાં કહ્યું છે.

૧૫—જ્ઞાનથી આત્મા તત્વનું ભાન હોય તો આપણું

મન વશ થાય છે. ત્યારે આપણે સર્વે ભાઇઓ આખું જગત પરમેશ્વરના અખંડ સ્વરૂપમાં રહીએ છીએ. જેવી રીતે આપણા હૃદય આકાશમાં આત્મા રહેલો છે તેવીજ રીતે આપણે પરમેશ્વરના અખંડ સ્વરૂપમાં—મહા આકાશમાં રહેલા છીએ. માટે આપણે જે કર્મ ધર્મ કરીએ છીએ. તે સૌ પરમેશ્વર સર્વવ્યાપક રૂબરૂમાં જોવાવાળો છે. તેમજ કોઇની વસ્તુ આપણે લેવી હોય તો તે માણસ સામે ઉભેલો હોય તો આપણાથી લઇ શકાતી નથી. તેવીજ રીતે પરમેશ્વરને હંમેશ રૂબરૂમાં ધારી રાજસુ જ્ઞાન યોગ શેજ સમાધિમાં રહેવું. રાજસુયોગ એટલે નાકની દાંડાથી દશબાર આંગળ દૂર નિરાકારમાં ધ્યાન રાખી હું નિરાકાર અખંડ સ્વરૂપમાં બેઠો છું એમ ધારી ધ્યાન રાખવું તે રાજસુયોગ શેજ સમાધિ કહેવાય છે.

૧૬—હઠયોગથી મન વશ કરવું એટલે શ્વાસ રૂધન કરવાની ક્રિયા. જે વસ્તુ પર મન સ્થિર કરીને શ્વાસ રૂધન કરીએ એટલે જ્યાં મન રોકેલું હોય ત્યાંજ સ્થિર રહે છે. ત્યાંથી મન આઘું પાછું થતું નથી. શ્વાસ રૂધન કરવાની એ મન વશ કરવાની એક જાતની હઠયોગ ક્રિયા છે. જેવી રીતે ઘોડાને લગામ ચઢાવવાથી તે વશ થાય છે અને કાબુમાં આવી જાય છે ને લગામ કાઢી લીધા પછી છુટો મુકવાથી તે પાછો વિફરી જાય છે, તેમ મનને છુટું મુકવાથી [illegible]વા જ્યાં ત્યાં દોડાવ્યા કરવાથી આપણા દેહ કને

અનર્થ કર્મ કરાવી નાંખે છે. માટે ગીતામાં તથા વેદમાં મનનો નિરોધ કરવા ખાસ ફરજ પાડીને કહ્યું છે. એકાદશસ્કંધ ભાગવતમાં અધ્યાય તેવીસમાં શ્લોક તેતાળીશથી અડતાળીશ સુધીમાં કહ્યું છે.

૧૭—હઠયોગથી આત્માને એક ગુફામાં સંતાવવાનું કારણુ હોય છે, જેથી શ્વાસ જેટલો ટાઈમ રોકાયલો હોય તેટલી મુદત આયુષ્યની વૃદ્ધિ થાય છે, પણ આખરે જ્યારે ત્યારે એ નાના ઘરમાંથી નીકળીને મોટા ઘરમાં એટલે અખંડ સ્વરૂપમાં દાખલ થયા વિના છુટકો નથી. હઠયોગ પ્રયોગથી કંઈક સિદ્ધ પ્રાપ્ત થાય છે. એટલુંજ, પરંતુ સમાધિમાં પરમેશ્વર સહાકાર રૂપથી દેખાતા નથી. પણ પોતાનું મન અખંડ સ્વરૂપમાં લાગી રહે છે. ને અખંડ સ્વરૂપમાં બેઠો છું એમ ચિત ઠરાવી મૂકવું તેનું નામ સમાધિ કહેવાય છે.

૧૮—આપણે વગર સમજે હઠ યોગનો પ્રયોગ કરવા તૈયાર થવું નહિ. હઠ યોગ કરનાર જાણુ માણુસ રૂબરૂમાં હોય તોજ હઠ યોગ કરવા તૈયાર થવું. કોઇ કોઇ પુસ્તકમાં લખેલું આવે છે કે જે દરરોજ ડાબા જમણી બંને બાજુમાં શ્વાસ રૂધન પ્રાણાયમ્ દરરોજ દશ દશ વખત કરવાથી એક માસે પ્રાણવાયુ જીતી શકાય છે. એવું લખેલું વાંચીને જે માણુસ પ્રાણાયમ કરી જોવા તૈયાર થશે તેને પાંચ સાત દિવસમાં દમનો રોગ ઉત્પન્ન થાય છે,

કારણ કે વગર સમજે શ્વાસ રૂધન કરીને શ્વાસને કેવી રીતે દબાવી રાખવો તથા શ્વાસ રૂધન કર્યા પછી કેવી રીતે આપણી ગરદન રાખવી. સીધી રાખવી કે નીચું જોઈ દબાવી રાખવી વીગેરે પ્રાણવાયુને દબાવી રાખવાની ખબર નથી. તથા પ્રાણવાયુને છોડવાની ખબર નથી. તેથી તે પુરૂષને પાંચ સાત દિવસમાં ઉપર કહેલો વ્યાધિ ઉપડી આવે છે. તેનીમેં પોતે ખાતરી કરી છે. તથા ઘણાકને દમ થયલા જોવામાં આવ્યા છે. કહેવત છે કે–"વગર સમજે દેખાદેખી સાધે જોગ, પડે પીંડ ને વાધે રોગ." એ વાત સત્ય છે. વગર સમજે જોગ સાધવાથી દમનો વ્યાધિ થયો હોય, તેને જાણ પુરૂષ યોગી પુરૂષે–યોગની ક્રિયા બતાવવાથી તેમજ શ્વાસ રૂધન ક્રિયા કરવાથી પાછો એની મેળે દમનો વ્યાધિ મટી જાય છે, માટે ગુરૂ વિના હઠયોગ કરવા તૈયાર થવું નહિ. જે માણસને રાજસુ યોગ જ્ઞાનથી તથા લાલચથી તથા ધાકથી મન વશ થાય ને લાભ મળે છે. તેટલોજ લાભ હઠયોગથી મળે છે. માટે જ્ઞાનીઓએ હઠ યોગ કરવા પ્રયાસ કરવો નહિ. તથા નિત્ય કર્મ કરવામાં નાહક પ્રાણાયમ કરી બતાવવા તથા નાક પકડી ઓક્રડાની ઓલી ઓલી બતાવવા ઢોંગ કરવો નહિ. જેમ બને તેમ મનનો નિરોધ કરવો ને મનને કાબુમાં રાખવું, ને પ્રાણાયમ કરવાં તો તે ખરાં કરવાં લોકને બતાવવા કરવા નહિ.

૧૯—એક ભવાયાએ ખેલ કરતાં લોકોને ખેલ કરી

બતાવવા બાવાનો વેશ ધારણ કરીને હઠ યોગ સમાધિનો ખેલ ભજવી બતાવતાં હઠ યોગ સમાધિ ચઢાવી. સમાધિ ચઢી ગઇ ત્યાર બાદ ઉતરી નહિ. ને ભવાયો દરેક ખેલ કરી બતાવ્યા બાદ લોક કને લાંબો હાથ કરી લાવો પૈસો એમ કરી પૈસો માંગતો હતો. તે સમાધિ ચઢાવી તેમાં તેનું પૈસો માગવાનું ધ્યાન રહી ગયું હતું. ત્યાર બાદ સમાધિ ન ઉતરી ત્યારે તે ભવાયાને એકાંત જગ્યામાં રાખી મુકવામાં આવ્યો હતો. ત્યાર પછી ફરતાં ફરતાં કોઇ સમાધિ યોગ પુરૂષ આવી પહોંચ્યો. જાણ માણસે પેલા ભવાયાની સમાધિ ઉતારી. ઉતરી કે તુરતજ ભવાયાએ સાધુ મહારાજ સામે હાથ ધરી પૈસો માગ્યો, લાવ પૈસો, ત્યારે સાધુ પુરૂષે જવાબ આપ્યો કે મેર, તારી સમાધિને કે હજુએ પૈસોને પૈસોજ, એમ કહી સાધુ પુરૂષ ચાલતા થયા. માટે સમાધિ એ મનને વશ રાખવાની એક પ્રકારની ક્રિયા છે. જેના ઉપર મનને લગાવી મુકીએ ત્યાંજ મન ઠરી રહે છે.

૨૦—કૃષ્ણજીએ અર્જુનજીને ગીતામાં કહ્યું છે કે માણસ પ્રાણી વિગેરે સર્વ મરતી વખત જે પદારથમાં ચિત્ત રાખે તેજ પદારથને પામે છે. તેવીજ રીતે મરતી વખત મારામાં ચિત લગાવે તો મનેજ પામે છે, એમ તેમણે કહ્યું છે. હંમેશાં આપણું શરીર એ નાના ઘરમાંથી આત્મા નીકળીને પરમેશ્વરનું મોટું ઘર અખંડ સ્વરૂપમાં એ આત્માને જવાનું છે. એમ આખો દિવસ ધ્યાન રાખવું. ગીતામાં અધ્યાય આઠમાં સ્લોક પાંચથી છ સુધીમાં કહ્યું છે.

૨૧—આપણને કોઇ બે જણે ઘેરીને, સપડાવીને મારવા માંડયા હોય ને ઘેરાયલા હોઇએ તે વખત આપણને કયારે ઘેર નાસી જાઉં ને સુખીઓ થાઉં, એવી રીતે ત્યાં બેભાન થઇને પડયો હોય છતાં મન ઘર તરફ જાય છે. તેવીજ રીતે માણસ મરણ પથારીએ સુતો હોય ત્યારે શરીરને પીડા થતી હોય, જીવને બહુ અકળામણ ગભરામણ થતું હોય તે વખત આ દેહમાંથી આત્મા નીકળીને મહા આકાશ અખંડ સ્વરૂપમાં કયારે દાખલ થાઉં, જે આ પીડામાંથી આત્મા છુટે ને સુખીઓ થાઉં, એમ જેની વૃત્તિ હોય તે પરમેશ્વરના અખંડ સ્વરૂપમાં દાખલ થાય છે. મરતી વખત અકળામણ ગભરાણમાં સહાકાર મૂર્તિનું ભાન રહેતું નથી, ને ભૂલી જઇ બીજા કોઇ કોઇ પદાર્થમાં ચિત જતું રહે છે, પણ પોતાના અખંડ સ્વરૂપ ઘરનું ભાન રાખ્યું હોય તો મરતી વખત પરમેશ્વરનું અખંડ સ્વરૂપનું ભાન ચુકી જવાતું નથી, માટે પ્રથમથીજ હરઘડી પરમેશ્વરના અખંડ સ્વરૂપમાંજ બેઠો છું, સૂતો છું, એવું ધ્યાન રાખવું એનું નામ શેજ સમાધિ રાજસુ યોગ સમાધિ કહેવાય છે. જ્યાં મન લાગેલું હોય ત્યાં આત્માનું ખેંચાણ થાય છે, તે એકાદશ સ્કંધ ભાગવતમાં અધ્યાય બાવીસમાં શ્લોક છત્રીશમાં કહ્યું છે,

૨૨—એકાદશ ભાગવતમાં શ્રીકૃષ્ણજીએ ઓધવજીને જ્ઞાન કહ્યું છે, જે દત્તાત્રી ગુરૂએ ચોવીસ જણનો ગુણ ગ્રહણ

કરીને ચોવીસ જણને ગુરૂ માન્યા હતા. તેમાં એક ભમરીનો દાખલો યાદ રાખવા જેવો છે. જે ભમરી કીડાને પકડી પોતાના ઘરમાં લઇ જઇને બેસાડે, તેમાં કીડાને ભમરીનો ચટકો લાગેલો તેથી તે કીડો ધાકના જોરથી ભમરીનું ધ્યાન રાખે છે, કે ફરીથી આવીને ચટકો મારશે, એમ કીડાએ ભમરીનું ધ્યાન રાખવાથી કીડો આખરે ભમરીના રૂપમાં આવી જાય છે. એકાદશસ્કંધ ભાગવતમાં અધ્યાય નવમાં શ્લોક વીસથી તે તેવીસ સુધીમાં કહ્યું છે, તે યાદ રાખવા જેવું છે. પરમેશ્વરમાં ધ્યાન રાખવાથી પરમેશ્વર તેના અખંડ સ્વરૂપમાં અખંડ સુખને માટે રાખે છે. એવું યાદ રાખવાની ખાસ જરૂર છે.

૨૩—સુખ જોગી જનકવિદેહી કને જ્ઞાન લેવા ગયા. ત્યાં દરવાજે ઉભા રહીને કહેવડાવ્યું કે હું સુખદેવજી આવું છું. ત્યારે જનક વિદેહી રાજાએ કહેવડાવ્યું કે તમે સર્વ મુકીને આવો ત્યારે સુખદેવજી કને તુંબડી દંડી હતી તે સર્વે ફેંકી દીધી અને કહેવડાવ્યું કે હું સુખદેવજી આવું છું. તોએ ફરીથી હુકમ થયો કે તારી કને જે છે તે સર્વે મુકીને આવ. ત્યારે સુખદેવજી સમજ્યા અને ફરીથી કહેવડાવ્યું કે સુખલો આવે છે. એવું અભિમાન રહિત થઇને કહેવડાવ્યું ત્યારે રાજાની રજા થઇ. સુખદેવજી જનકવિદેહી રાજા કને આવ્યા ત્યાર બાદ રાજાએ સુખદેવ યોગીને એક ઘીનું કાંટોકાંઠ ભરેલું તપેલું આપ્યું, ને કહ્યું કે આ તપેલું

લઇને આખા બજાર ફરી આવો. તેની પાછળ રાજાએ બે સેવકો મોકલ્યા, જે આ તપેલામાંથી ઘી ઢળી જાય તો સુખદેવનું માથું કાપશો, એવું સુખદેવના સાંભળતાં કહ્યું. પણ ખાનગી રીતે સેવકોને એમ કરવા ના પાડી હતી. તે તપેલું લઇને સુખદેવ આખી બજાર ફરી આવ્યા, ને તપેલામાં ઘી કાંટોકાંટ ભરેલું તેથી ભવિષ્યમાં ઢળી જાય તો માથું કપાય એવા ડરથો એકી નજરથી ઘી સાચવતાં બજારમાં શું ખેલ થાય તે, અને તે, કેવી છે તે પણ જોઇ શકયા નહિ. ત્યાર બાદ ભોજન માટે જમવા બેસાડયા ત્યારે ત્યાં બેઠકની જગ્યાએ ઉપર એક મોટો ઘંટ કાચા સુતરથી બાંધેલો બતાવ્યો, એટલે માથા ઉપર ઘંટ પડશે એવા ડરથી ઉતાવળા ઉતાવળા ખાતાં અન્નનો સ્વાદ બીલકુલ જણાયો નહિ, ને જમી રહ્યા ત્યાં સુધી સુખદેવનું ચિત્ત પેલા ઘંટમાંજ હતું. સુખદેવજી જમી રહ્યા બાદ જનક વિદેહી રાજાએ પૂછ્યું, કે તમો બજારમાં ગયા હતા ત્યાં શું જોઈ આવ્યા ? અને જમવામાં સર્વ પદાર્થનો કેવો સ્વાદ હતો તે કહો. ત્યારે સુખદેવજીથી એ બાબતનો બીલકુલ જવાબ આપી શકાયો નહિ. ત્યારે રાજાએ સુખદેવજીને કહ્યું જે એનું નામ જ્ઞાન અને ધ્યાન. માટે એવી રીતે દેહાભિમાન છોડી પરમેશ્વરમાં મન લગાડીને અખંડ સ્વરૂપની ભક્તિ કરો, એવો ઉપદેશ કર્યો હતો. જનક રાજા ઉત્તર વયે સંસારમાં રહીને જ્ઞાની સંન્યાસ યોગી થયા હતા, તે

રાજકાજનું કામ પણ કરતા હતા, ને આત્માને તથા દેહને સંબંધ નથી, આત્મા દેહથી વિરક્ત છે એવું સમજતા હતા. જનકવિદેહી દેહાભિમાન રહિત હતા. તેથી જનક વિદેહી નામ પડયું હતું. સુખદેવજી સંસારમાં રહીને જન્મથીજ જ્ઞાન સંન્યાસ યોગી થઇ ગયા છે. તે ઘરનું તથા વ્યાવહારિક કામકાજ કરતા હતા. બંને જ્ઞાની યોગી થઇ જન્મ મરણની ફરજ્યાતથી મુકત થઈ ગયા છે.

૨૪—કંસ રાજાને તથા રાવણ રાજાને શ્રાપ થયેલો ત્યાં શ્રાપનું નિવારણ કરેલું જે ભક્તિ ભાવે તમને પરમેશ્વર જલદી મળશે નહિ, માટે ભક્તિભાવથી પરમેશ્વરમાં મન હરઘડી રાખશો નહિ. તમો વેરભાવથી ભજશો જેથી પરમેશ્વરમાં હરઘડી ચિત્ત રહેશે, તેથી વેર ભાવે તમને જલદી મળશે. કંસ રાજાએ તથા રાવણ રાજાએ બંને જણાએ વેરભાવે હરઘડી રાવણ રાજાએ રામને જીતવા મન પરોવ્યું હતું. અને કંસ રાજાએ કૃષ્ણને મારવા મન પરોવ્યું હતું. તો તેને તે પ્રમાણે વેર ભાવે પણ મળ્યા હતા. માટે જેમ બને તેમ મનને જીતશો તોજ ત્રણ લોકના નાથને જીતાશે. જેને મન વશ થયું છે તેને પરમેશ્વર વશ થયા છે એમ જાણવું.

૨૫—પરમેશ્વર ભાવના ભૂખ્યા છે જેને યોગી થવા મરજી હશે અને રાત દિવસ પરમેશ્વર ઉપર નિસાસો મુકશે, કે હે પરમેશ્વર! સઘળાં સાધનો નહિ આપ્યાં ને સંસાર

ચક્રની ઉપાધિ વળગી. જે ખાવાનું ખુટે અને દેવું પીડે, દેવું સમાન દુઃખ નથી એવી ઉપાધિને લીધે, હે પરમેશ્વર તારી નચિંતપણાથી મારાથી કંઇ ભકિત સંબંધી કંઈજ થતું નથી. જો સુખશાંતિ આપે તો યોગી થાઉં, ને નચિંતપણાથી તારી ભકિત કરૂં, ને તારામાં મન રાખું, એવો હરઘડી ભાવ બળ હશે તો આપણી પરમેશ્વરને ફીકર થશે, ને બીજે જન્મે ભક્તિભાવનો સંસ્કાર ઉદય કરશે. અને યોગી થવાના સાધનો મેળવી આપશે એમ જાણવું.

૨૬—કૃષ્ણજીએ ગીતામાં અર્જુનજીને અધ્યાય છમાં શ્લોક સાડતીશથી સુડતાલીશ સુધીમાં કહ્યું છે કે અલ્પ આરંભ યોગીનો યોગ થએલો પણ નિષ્ફળ થતો નથી, ને તે દુર્ગતિને પામતો નથી. જે કોઇ યોગી થવા યોગ માર્ગે ચઢે અને પાછો પડે એમ થતાં અધુરા રહેલા યોગને લીધે બીજે જન્મે તે પ્રાણી અખંડ સ્વરૂપમાં અશ્વમેધ યજ્ઞ કરનારના લોકમાં જઈને ત્યાં ઘણાક વર્ષ સુખ ભોગવીને પછી મૃત્યુ લોકમાં કોઇ ધનવાનને ઘેર અવતરે અગર કોઈ જ્ઞાની યોગીને ત્યાં અવતરે, અને તે અધુરો યોગ પૂર્વ જન્મના સંસ્કારથી પાછો વિષયમાં જતાં અટકાવીને પરમેશ્વર પાછો યોગ માર્ગે ચઢાવી અખંડ સ્વરૂપમાં દાખલ કરે છે એવા અધુરા યોગનું પુણ્ય છે તો પ્રથમથીજ જે યોગ માર્ગે ચઢયો હોય તો તેની તો શીજ મણા?

૨૭—પૂર્વે પાંડવના રાજ્ય સુધી માણસે ઉત્તર વયે

પણ યોગી થવાની જરૂર છે એમ જાણુતા હતા. અને રાજા લોકો રાજપાટ છોડી છોકરાને રાજ્ય સોંપી ઉત્તર વયે યોગી તપસી થવા વનમાં ચાલ્યા જતા હતા. તે આજે યોગી તપસીની વાત તો જાણુતા પણુ નથી, ને યોગી થવાથી શું થાય અને યોગી શાથી કહેવાય તે કોઇ સમ-જતા નથી. ચાર નિયમો પાળે તેને કર્મયોગી તપસી યોગી જાણુવો, એથી ઘણું પુન્ય ગણુાય છે.

૨૮ વનમાં જવાનું કારણુ એ છે કે યોગીના ચાર નિયમો તે વનમાં જલદી કાબુમાં આવી જાય છે, ત્યાં કોઇ દિવસ વેર, ક્રોધ, દગો તથા વિષયનો સંભવ આવતો નથી, માટે એ ચાર પદાર્થ જલદી કાબુમાં લાવવા સારૂ વનમાં એકાંતમાં જવાની જરૂર હોય છે, ને વસ્તીમાં, ઘર સંસારમાં યોગી થવામાં જલદી ચાર નિયમો કાબુમાં આવતા નથી. સંસારમાં રહીને યોગી થવું તે ચાર નિયમો કાબુમાં લાવવાના સંસ્કાર પાળતા પાળતા ઘણો વખત વીતી જાય છે. જેમ ડાબા હાથને ટેવ પડી હોય તે જ-મણા હાથ જેવી ટેવ પાડવી હોય તો જે વખત જાય છે તેમ સંસારમાં રહી યોગી થતાં વાર લાગે છે. સંસાર છોડી યોગી થનારના દેહને કષ્ટદંડ બહુ ભોગવવા પડે છે. તે એકાદશ સ્કંધ ભાગવતમાં અધ્યાય અઢારમાં કહ્યું છે.

૨૯ ઉપર જે યોગીની વાત કરી ગયા તે ફકત ચાર વસ્તુ કાબુમાં લાવવું એટલુંજ જાણી યોગી થયા હોય તે કર્મયોગી તપસી કહેવાય છે, પણ તે જ્ઞાની યોગી કહેવાતા નથી. કર્મયોગી અને જ્ઞાનયોગી એ બંન્નેના ફળમાં જરા ફેર હોય છે. કર્મયોગી એટલે ચાર નિયમો પાળવા તે, યોગ બળ તપથી પવિત્ર થયેલો તે તપસી યોગી કહેવાય છે. આ ચાર વસ્તુ કાબુમાં લાવ્યા છતાં તેને આત્મજ્ઞાન નહિ હોવાથી તેને તપસી યોગી કહેવામાં આવે છે, ને તે જન્મ મરણની ફરજ્યાતથી છૂટતો નથી, ને તે આત્મજ્ઞાનની વાત પાછળ કરીશું. આત્મજ્ઞાન રહિત હોય અને ફકત ચાર વસ્તુ કાબુમાં લાવી તપસી યોગી થયા હોય તે બીજે જન્મે ધનાઢ્ય શ્રીમંતને ત્યાં જન્મે છે. અને સાથે ભકિતભાવવાળો હોય તો તે ભકત નિવડે છે, ને ફરીથી પૂર્વના સંસ્કાર વડે જ્ઞાનને પામી જન્મ મરણના ફેરામાંથી છૂટે છે. કર્મયોગી તપસીજ્ઞાની કોઇવાર માયામાં લપસી જાય છે, અને જ્ઞાની સંન્યાસ યોગી ભક્ત જન આત્મ તત્વને જાણનારો માયામાં લપસી જતો નથી.

૩૦—શ્રાવક લોકો આઠ દિવસ, એક માસ, તથા છ માસના અપવાસ કરે છે એ પણ તપમાંજ ગણાય છે, તથા મુસલમાન લોકો ઇદ તથા રોજા કરે છે એ પણ

તપમાં ગણાય છે, ગીતામાં અધ્યાય સત્તરમાં શ્લોક છમાં કહ્યું છે જે એ લોકો પણ તપવાળા કહેવાય છે, એક દિવસ શનીવાર તથા એક દિવસ એકાદશી ભૂખ્યા રહેવાનું પણ એક દિવસના તપની ગણુતરી થાય છે. તથા ચોર્યાસી ધુણી તાપવાથી તથા જટા વધારી ભસ્મ ચોળવાથી તથા દેહને કષ્ટ આપવાથી કષ્ટ વેઠે છે એ પણ એક જાતનું તપ કહેવાય છે. જપ અને તપ અને વ્રતના કરતાં જ્ઞાનના સરખું પવિત્ર કરનારૂં કોઇજ નથી. સંસારમાં રહીને યોગીના ચાર નિયમો પાળવાં તે વિષય રહિત, વેર રહિત, ક્રોધ રહિત અને દગા રહિત તથા પરોપકાર વૃત્તિ રાખવી એ પણ તપમાં ગણાય છે, ને તપસીયોગી કહેવાય છે. એ તપથી નિત્ય કર્મ, ધર્મ, અગ્નિ હોત્ર કરવાથી જ્ઞાન પામીને જ્ઞાની યોગી કહેવાય છે, ને આત્મતત્વનું જ્ઞાન થાય છે. આત્મતત્વનું જ્ઞાન થયા પછી કર્મના ફળનીઆશા રહિત સર્વ કર્મ, ધર્મ ઇશ્વરને અર્પણ કરનારો તે સંન્યાસ યોગી કહેવાય છે. તેવો યોગી જન્મ મરણની ફેરજ્યાતથી મૂક્ત થાય છે. એ જ્ઞાનની વાત આપણે અગ્નિ હોત્ર કર્મ કરવાની વાત કરી રહ્યા બાદ કરીશું. માણસ નિત્ય કર્મ કર્યા સિવાય જ્ઞાનને પામતો નથી, તે વાત ગીતાના અધ્યાય પાંચમાં સંન્યાસયોગ નામનો છે તે વાંચી ખાત્રી કરો. મુસલમાન લોકો ઇદ તથા રોજા કરીને તપનું ફળ મેળવીને

આત્માને પવિત્ર કરે છે, મુસલમાન તથા બીજા લોકો કંઇક તપ કરીને તથા પુણ્ય કરીને આત્માને પવિત્ર કરેલો હોય છે તે પાછા જીવતા જીવની કતલ કરી હિંસા કરીને માંસ ખાયછે તેથી તપનો તથા પુણ્યનો ભંગ કરે છે. ને તે પાપથી પાછા દરિદ્ર તથા દુઃખી થવાના.

૩૧—નરસિંહમહેતાએ તથા કબીર ભકત એ બંને જણા કહી ગયા છે જે " જ્યાં લગી આત્માતત્વ ચિત્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જુઠી " એ વાણી સત્ય છે. આત્મજ્ઞાન વિના મૂક્તિ નથીઃ—

દોહરોઃ–રસિક પ્રિયા બિન ચાતુરી, બીન ગીતા બીન જ્ઞાન;
કોક પઢયા બિન ઋતુ કરે, તે નર પશુ સમાન.

અર્થઃ–આ ઉપરથી એમ નક્કી જણાય છે કે શ્રી કૃષ્ણ મહારાજે અર્જુનજીને જ્ઞાન બોધ કર્યો હતો તે ગીતા વાંચ્યા વિના જ્ઞાન થતું નથી, માટે આપણે દરરોજ એક અધ્યાય વાંચવાની ટેવ પાડવી. વાંચવામાં ઉતાવળ કરવી નહિ. વાંચતી વખત પ્રથમ પહેલો વિચાર કરવો. યોગીના ચાર નિયમો કાબુમાં લાવવા તથા જ્ઞાનયોગી થવાને કૃષ્ણ અર્જુન સાથે આજે સમાગમમાં શું કહે છે તે ધ્યાનમાં રાખવું. આપણે સાધુ સંતનો સમાગમ કરીએ તે કૃષ્ણજી સાથે સમાગમ કીધા બરાબર જાણવો.

૩૨—કૃષ્ણ મહારાજે અર્જુનજીને ગીતામાં કહ્યું છે કે માણુસ, કોઇપણ પ્રાણી, યોગી, કર્મ કર્યા વિના જ્ઞાનને પામતો નથી. માટે દરેક મનુષ્યે દરરોજ નિત્યકર્મ એટલે અગ્નિહોત્ર કરવોજ જોઇએ. કર્મ કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે ને જ્ઞાનને પામે છે. તે જ્ઞાનની વાત હજી પાછળ કહેવાશે. માટે અર્જુનજીને કહ્યું છે કે, લડ, ઉભો થા, તો તારા શરીરનો નિર્વાહ થઇ શકશે. મનુષ્યમાં કોઈપણ પ્રાણી, યોગી, જ્ઞાની પણ એક ક્ષણ માત્ર પણ કર્મ કર્યા વિના રહેતા નથી, ને કર્મ કર્યા સિવાય જ્ઞાનને પામતા નથી એમ કૃષ્ણજીએ કહ્યું છે. અધ્યાય ત્રીજો શ્લોક સાત થી તે નવ સુધીમાં કહ્યું છે.

૩૩—આપણે ગૃહસ્થાશ્રમીએ દરરોજ આપણા ઘરમાં નિત્ય અગ્નિહોત્ર કર્મ કરવાની ખાસ જરૂર છે. આપણે બાવા સાધુને તથા બ્રાહ્મણને જમાડી દેવને તથા પરમેશ્વરને પ્રસન્ન કરવા તથા રાજી થવા જમાડીએ છીએ. એમ જમાડવાથી જઠરાગ્નિમાં આહુતિ આપવાનું પુણ્ય થવાથી દેવ તથા પરમેશ્વર રાજી રહે છે. સાધુ બ્રાહ્મણને જમાડી જઠરાગ્નિમાં આહુતિ આપવાનો ખર્ચ આપણને વધુ આવે છે. માટે થોડા ખર્ચથી વધુ લાભ લેવો હોય તો એક બ્રાહ્મણને જમાડતાં હાલની મોંઘવારીમાં રૂ૦ એકનો ખર્ચ થાય છે,

તેનું પુણ્ય આપણને ચાર આની મળે છે. તે પાંત્રીશમી કલમમાં કહેવાશે, તો તેટલાજ ખર્ચમાં રૂ૦ એકનું ઘી શેર એક લઇને શેરના અધોળાં સોળ પ્રમાણે સોળ દિવસ સુધી દરરોજ જાતે સોળ આની સર્વ દેવોને તથા પરમેશ્વરને અગ્નિકુંડમાં આહુતિ આપવાથી બસો છપન આની પુન્ય અધિક લાભ થાય છે. તે ઘણુંજ પુણ્ય ગણાય છે. તેવી રીતે આવી મોઘવારીમાં પણ એક માસે રૂ૦ બેનું ઘી થાય છે. તે પ્રમાણે બાર માસે રૂ૦ ચોવીસના ખર્ચથી આખું વર્ષ અગ્નિહોત્ર થવાથી અધિક લાભ લેવાય છે, ને બીજે જન્મે એ પુણ્યથી ધનાઢયને ત્યાં અવતાર લે છે. નિત્ય અગ્નિહોત્ર કરવાથી શની, મંગળ, રાહુ, આતવાર, દિતવાર વગેરે ભૂખ્યા રહેવાની તથા જપ કરાવવાની જરૂર રહેતી નથી, અને અગ્નિહોત્રના પુણ્યથી બીજે જન્મે સૌ દેવો તથા દેવીઓ મદદ હોય છે.

૩૪ પૂર્વે યોગી થવાની તથા અગ્નિહોત્ર કરવાની વાતો સૌ જાણતા હતા. તે હાલ એ બે વાત બીલકુલ સમજતા નથી. ઘણો વખત થયાં એ બાબત છિન્ન ભિન્ન થઇ ગઇ છે ને હાલમાં સૌ પૈસો તથા છોકરા એ બેની વાત સમજે છે. આપણે અગ્નિ હોત્ર ન કરવાથી શુદ્ધ દુબળા જેવા ગણાઇએ છીએ ને તેવોજ ફરી પણ દુબંળ-

તાનો એટલે દરિદ્રતાનો જન્મ આવે છે, માટે નિત્ય અગ્નિ હોત્રં કરવાની ખાસ કાળજી રાખવી જોઈએ. માણુસને ગુણુ કરેલાનો બદલો માણુસ વાળે છે. તો દેવને ચઢેલો પાડ દેવ ભૂલતા નથી. ને તેનો બદલો આપણુને વિશેષ આપે છે.

૩૫ જઠરાગ્નિનું પુણ્ય વિશેષ છે, એ વાત સત્ય છે, પરંતુ જે માણુસ ક્ષુધાથી તથા તૃષાથી તપી ગયો હોય એટલે પીડાતો હોય અને ખાવા માટે ફાંફાં મારતો હોય તથા આંધળાં પાંગળાં લુલાં વગેરે ભૂખે પીડાતાં હોય તેને ખવડાવવાથી અધિકપુણ્ય ગણુાય છે. કોઈને જમ્યાની પરવાર નહિ હોય, બીન તમાનું જમવું હોય તેને નોતરૂં મૂકી જમાડયાનું પુણ્ય સામેના જમનાર માણુસના ગુણુકર્મ જે કરતો હોય તેનો ચોથો હિસ્સો તે એક દિવસનો જમ્યો હોય તે દિવસનો સત્યકર્મ અગર નિષિદ્ધ કર્મ કરતો હોય તે બંનેમાંથી ચોથો હિસ્સો ફળનો લાભ મળે છે.

૩૬ એક બીજાનું પુણ્ય એક બીજાને પહોંચાડવું તે ઈશ્વર સત્તા હોય છે. પુણ્ય તથા ઈશ્વર બંને નિરાકાર છે. માટે નિરાકાર વસ્તુની વ્યવસ્થા પરમેશ્વર નિરાકારજ કરવા વાળો છે, ને પુન્ય પહોંચાડવાવાળો છે, માટે દુષ્ટ કસાઈને અન્ન આપવું નહિ અને આપણે દુષ્ટનું અન્ન ખાવું નહિ.

૩૭ ખપપૂરતી પ્રજા થયા બાદ યોગી થવા વૃત્તિ રાખવી. શંકર તથા કૃષ્ણુ મહારાજનો દાખલો લઇને જીવતા સુધી વિષય લુબ્ધ થવું નહિ. શંકર મહારાજ તથા કૃષ્ણુ મહારાજ ઉત્તર વયે યોગી થયા હતા. વેદમાં તથા ગીતામાં પણ કહ્યું છે કે ગૃહસ્થાશ્રમમાંથી પાછળથી ઉત્તર વયે પણ વિષય તજી યોગી થવા કહ્યું છે. વિષય તજી જ્ઞાન યોગી થયેલો નિત્ય અગ્નિ હોત્ર કરનારો માણુસ નીચા કુળમાં જન્મ્યો હોય તો પણ તે ઉંચા કુળનો બ્રાહ્મણ પંક્તિનો કહેવાય છે. ઉંચા કુળમાં બ્રાહ્મણ પંકિતમાં ગયા પછી નીચા કુળમાં આવવું નહિ.

૩૮ જેને પરમેશ્વર અખંડ સ્વરૂપનું ભકિતભાન થાય તેને વિષય વાસના એની મેળે દૂર થાય છે. તે પરમેશ્વર અખંડ સ્વરૂપમાં આપણે સર્વે જગ્ત રહેલું છે. અને સર્વ જગ્તમાં સર્વમાં પરમેશ્વર વ્યાપિ રહ્યા છે. એટલે પરમેશ્વર આપણા સર્વ કર્મને કરતાં રૂબરૂમાં જોનારા છે. તથા હૃદયાઆકાશમાં પણ આત્મા સાથે વ્યાપિ રહ્યા તેથી આપણા મનની કલ્પનાને પણ જાણુનારાઓ છે. દીવો એ પણ પરમેશ્વરને સહાકાર રૂપે જાણુવો. દીવો બુઝાવી નાંખવાથી દીવાનું તેજ જતું રહે છે, ને તે સહાકાર રૂપ નિરાકારમાં મળી જાય છે તે સહાકાર રૂપ પરમેશ્વરનુંજ

જાણવું. અને જે બત્તી સાથે ઝળકતું રહે તેને અગ્નિ જાણવો. એવીજ રીતે પરમેશ્વર સાક્ષાત્કાર અખંડ સ્વરૂપ સર્વ વ્યાપકનું ભાન થાય છે. તેનાથી ઇશ્વરની રૂબરૂ અઘટિત કર્મ થતું નથી. જેવી રીતે મારે તમારી વસ્તુ તમારી મરજી વિરૂદ્ધ લેવી હોય તો સામે ઉભેલા જોઇ લઇ શકાતી નથી. તમારી ગેરહાજરી હોય ત્યારેજ લઇ શકાય છે, એવી રીતે જાણવું. ધાકથી તથા લાલચથી તથા જ્ઞાનથી વિષય રહિત થઇ શકાય છે. ગીતામાં અધ્યાય તેરમાં શ્લોક ચૌદથી તે સત્તર સુધીમાં કહ્યું છે.

૩૯—આપણે કહીએ છીએ કે આ માણસ તો બ્રહ્મજ્ઞ થઇ ગયો. એનો અર્થ એ છેકે તે માણસને સુતાં બેસતાં તથા હરતાં ફરતાં અને ખાતાં પીતાં અને ધંધો રોજગાર કરતાં પણ હરઘડી એવું ભાન હોય છે કે હું અખંડ સ્વરૂપમાંજ છું. આપણે આપણા મઠ આકાશમાં એટલે ઘરમાં બેઠા હોઇએ અને બહાર વરસાદ વરસતો હોય અથવા સખ્ત તાપ પડતો હોય ત્યારે ઘરમાં બેઠા આપણે કોઇની સાથે કંઇક વાતો કરતાં હોઈએ અગર સુતા હોઈએ અગર બેઠાં હોઇએ તો પણ આપણને આપણાં ઘરમાં બેઠો છું એવું ભાન હોય છે. તે વખત આખા ઘરના પકવાસા, નળીઆં, દાંડા તથા સાકટા

વિગેરે ઉપર ધ્યાન આપતા નથી, ધ્યાન પણ જતું નથી. ફકત ઘરમાં બેઠાનુંજ ભાન રાખીએ છીએ, તેવીજ રીતે આપણે હરઘડી પરમેશ્વર અખંડ સ્વરૂપમાંજ વસી રહેલા છીએ. તેના ઉપર હાથે તથા માથે ગદા તથા મુગટ અગર રૂપ રંગ જોવા વિગેરે ધ્યાન આપવાની જરૂર નથી. વેદમાં તથા ગીતામાં કહ્યું છે કે પરમેશ્વર અખંડ સ્વરૂપ નિરંજન નિરાકાર, સર્વ વ્યાપક મહા આકાશ, અખંડાનંદ, જાણવો એનું નામ બ્રહ્મજ્ઞ જાણવો.

૪૦—આપણે કહીએ છીએ કે આને તો સઘળું બ્રહ્મ ભાસે છે એના અર્થમાં મુર્ખા લોકો સમજે છે કે જે એને પરમેશ્વર ગુપ્ત રીતે છાના છાના સહાકાર રૂપે દર્શન દેતા હશે, તે અસત્ય છે. પણ જ્ઞાની યોગીને તો ભાસે છે કે હું તો અખંડ સ્વરૂપમાંજ છું. જયાં ફરૂં ત્યાં અને જયાં જાઉં ત્યાં ને જયાં સૂઈ રહું ત્યાં સઘળે બ્રહ્મમાંજ છું એવું ભાસે છે. તેને સઘળે બ્રહ્મ ભાસે છે એમ જાણવું. ગીતામાં અધ્યાય છમાં શ્લોક ત્રીશથી એકત્રીશ સુધીમાં કહ્યું છે.

૪૧ પરમેશ્વરને મનમાં ભજવાથી ભકિતભાવ જાણે છે. મોઢાવતી મોટેથી ભજવાથી ઘણો અધિક લાભ થાય એમ સમજવું નહિ. પરમેશ્વર આપણા મનની વાતો

બીજા ધોરણ માટે ગણિતના પાયારૂપ

અનુભવસિદ્ધ અપૂર્વ પુસ્તક.

# અંકગણિતનાં મનોયત્ન.

ભાગ ૧ જેમાં:—૧૨૦૦ દાખલા છે કિંમત ચાર આના.

ઉત્તમ સર્ટિફિકેટ મળેલાં છે.

કાઠિઆવાડમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર છે.

---

દેશી રાજ્યોમાં ટેકસ્ટ બુકસ, ઈનામ અને લાયબ્રેરી માટે

## "મુખગણિત શિક્ષક" મંજુર થએલા — છે —

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગનો | ૦-૧-૩ | ત્રીજા ધોરણનો | ૦-૨-૦ |
| પહેલા ધોરણનો | ૦-૧-૬ | ચોથા ધોરણનો | ૦-૩-૦ |
| બીજા ધોરણનો | ૦-૧-૯ | પાંચમા ધોરણનો | ૦-૨-૬ |

---

ચોથા ધોરણ માટે ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ચાર આના

ત્રીજા ધોરણ માટે અંકગણિત શિક્ષક પાંચ આના

સુંદરજી કૃત નવી પહેલીના અર્થ બે આના.

દરેક ચોપડીના "ડિકટેશન શિક્ષક" તૈયાર છે.

ચોર્યાસી તાલુકાનો ભૂગોળ શિક્ષક દોઢ આનો.

કર્તા—છગનલાલ મોતીરામ શાહ, શાહપોર–સુરત.

જાણે છે. આપણે પરમેશ્વરને મનમાં ભજી રાજી થવાને તથા સત્ય કર્મ થવાને ધારીએ છીએ. તેવીજ રીતે આપણા મનને વિષય વાસનામાં દોડાવ્યા કરીએ, અને શરીરને કબજે રાખીએ તો તે અનર્થ થયો નહિ એમ સમજવું નહિ; મનમાં ભજવાથી સત્ય કર્મ થાય તેજ પ્રમાણે એમ મનને વિષયમાં છુટું મૂકવાથી અનર્થપણું ખરાબકર્મ જાણવું. માટે મનને વિષય વાસના તરફ જતા અટકાવવાની પદ્ધતિ પાડવી. ગીતામાં અધ્યાય ત્રીજામાં શ્લોક છઠ્ઠામાં કહ્યું છે; જેમ કાચબો પોતાના પગ ને સેજમાં આવરીલે છે તેમ મનને પાછું આવરી લેવાની ટેવ પાડવી, ને મનને બોધ કરવો કે યોગીને એ કામનું નથી. કિંચિત સુખને ચાહવામાં મોટા દુઃખમાં આવી પડશું એમ ધાક રાખવો, તથા કોઇ માણુસ ઉપર મનમાં વેર ભાવ રાખી શરીરથી તો વેર વાળવું નહિ પણ મનથી પણ સામાનું નુકસાન થવા મનમાં સંકલ્પ કરવો નહિ, મનથી સામાનું નુકસાન ધારે તોપણ એ યોગથી ચલિત થયો એમ જાણવું, ને એ દાંભિક જુઠો ભક્ત કહેવાય છે.

૪૨—બહારની તથા અંદરની પવિત્રતાનો અર્થ એ છે કે ઉપરથી, બહારથી, નહાવા ધોવાથી પવિત્ર થાય છે,

અને અંદરથી પવિત્રતા કરવાનું કારણ મનને વશ કરવાનું હોય છે. જેનું મન મેલું હોય એટલે મનમાં વેરભાવ રાખવો ને મન વિષય વાસનામાં દોડયા કરતું હોય તે અંદરની અપવિત્રતા કહેવાય છે. માટે બહાર તથા અંદરથી પણ પવિત્ર રહેવું. તથા તાડી દારૂ પીવાથી નબળી દુર્ગંધ આવવાથી અપવિત્ર ગણાય છે. અને માંસ ખાવાથી ચમાર બરાબર ઘણાજ અપવિત્ર ગણાય છે, એ આચાર ન પાળે તો દાંભીક જુઠો ભકત ગણાય છે.

૪૩—પરમેશ્વરને ભજવામાં લોકો કહે છે કે, ભાવે અગર કભાવે પણ ભજો, એનો અર્થ એ છે જે ભાવે ભજતા પરમેશ્વરના અખંડ સ્વરૂપમાં મન રહે તેમ સ્થિર રાખવું, એનું નામ ભાવે ભજેલું કહેવાય છે. કભાવે ભજવાનો અર્થ એ છે જે, મોઢાવતી પરમેશ્વરનું નામ લેતા હોય અને મન જોડામાં, ઘોડામાં, અગર ગાડીમાં, વાડીમાં કે લાડીમાં રખડતું હોય તે કભાવે ભજ્યા કહેવાય છે. માટે પરમેશ્વરના અખંડ સ્વરૂપમાં મન પરોવીને જેટલી વાર ભજશે તે અકેક શબ્દ લાખ લાખ રૂ૦ ની તુલના બરાબર ગણાશે. પરમેશ્વરના અખંડ સ્વરૂપમાંજ, મન લગાડી રહે અને પરમેશ્વરનું નામ મનમાં નહિ લે તો પણ પરમેશ્વર તેને ભકિત કીધી એમ માની લે છે

સમાધિ યોગીઓ સમાધિ લગાવે ત્યારે મનમાં પરમે-શ્વરનું નામ જપતા નથી, ફકત પરમેશ્વરમાંજ ચિત્ત લગાવી રાખે છે, તેથી પરમેશ્વર તેને ઉત્તમ ભકત માની લે છે. સમાધિ કરવાનું કારણ ઈશ્વરમાં ચિત્ત લગાવી મૂકવાનું કામ તથા પ્રયોગ કહેવાય છે. ગીતા અધ્યાય આઠમાં શ્લોક ચૌદમાં કહ્યું છે.

૪૪– કૃષ્ણજી એ અર્જુનજીને ગીતામાં કહ્યું છે કે નિત્ય કર્મ સંધ્યા વન્દન, અગ્નિ હોત્ર વિગેરે કર્મ કરવાથી મનુષ્ય જ્ઞાનને પામે છે. પૂર્વે જનક વિદેહી તથા ઋષિમુનિઓ નિત્યકર્મ કરીને, જ્ઞાનને પામીને મોક્ષ ગતિને પામ્યા છે, માટે નિત્યકર્મ કર. અને કર્મ મને જે પ્રમાણે અર્પણ થાય તે પ્રમાણે કર એમ કહ્યું છે. કર્મ કરવાને નિષ્કામ ફળનાં સંકલ્પ રહિત, ફળની આશા રાખ્યા વિના કરવાં એનું નામ સંન્યાસ યોગ કહેવાય છે. કર્મયોગ, જ્ઞાનયોગ તથા સંન્યાસયોગ એ સર્વને મુર્ખો માણસ જુદાં જુદાં સાધનો કહે છે, પણ જ્ઞાની કે પંડિત જુદાં જુદાં સાધનો કહેતા નથી, એ તો સર્વ એકજ સાધન કહેવાય છે. એ ત્રણેથી એક સરખો લાભ મળે છે. સમજફેર જ્ઞાનથીજ જુદો જુદો લાભ મળે છે. જ્ઞાની તો એક સરખોજ લાભ લે છે. ગીતામાં અધ્યાય પાંચમાં શ્લોક ચારથી તે છ

સુધીમાં કહ્યું છે. જે કર્મયોગ તપસી એટલે નિત્યકર્મ અગ્નિહોત્ર યોગીના ચાર નિયમો પાળનારો તે તપસી યોગી કહેવાય છે. અને તે કર્મના ફળની આશા રાખનારો કહેવાય છે. કર્મયોગી તપસી ફળની આશા રાખનારા, જન્મ મરણની ફરજ્યાતથી મુક્ત થતા નથી.

૪૫ જ્ઞાન સંન્યાસ યોગી એટલે યોગીના ચાર નિયમો પાળનારો, આત્મા તત્વને જાણનારો, નિત્ય અગ્નિહોત્ર કરનારો, ફળના સંકલ્પ રહિત, આત્મા નિર્લિપ, નિર્ગુણને નિરાકાર છે, દેહથી ન્યારો આત્મા અકર્તા જાણનારો જ્ઞાની સંન્યાસ યોગી કહેવાય છે. સંન્યાસ યોગી જન્મ મરણની ફરજ્યાતથી મુકત થઇ જાય છે. ઉપર કહેલા બંન્ને પ્રકારના યોગી, કર્મ, ધર્મ કરનારા છે. એમાંનો કોઇ પણ યોગી કર્મ ધર્મ કરનારા નહિ હોય તે સંન્યાસી કે યોગી ગણાતો નથી. અગ્નિથી થઈ શકે તેવા યજ્ઞો તથા વાવ, કુવા, તળાવ વિગેરે ન ખોદાવનાર તથા દાન નહિ કરનાર હોય તે જ્ઞાની કે સંન્યાસ યોગી ગણાતો નથી. ગીતામાં અધ્યાય છમાં શ્લોક એકથી બે સુધીમાં કહ્યું છે. સર્વ કર્મ, ધર્મ, અગ્નિ હોત્ર વિગેરે કર્યા હોય તે સર્વે ઇશ્વરને અર્પણ કરીને મારામાં મન રાખ ને મારો ભકત થા. અને મારામાં ચિત્ત રાખ એમ કૃષ્ણ મહારાજ કહી ગયા છે. ગીતામાં

અધ્યાય અઢારમાં શ્લોક ચારથી તે અગિયાર સુધીમાં કહ્યું છે. દાનપુન કરવાં તે આપણી ગજા શકિત પ્રમાણે કરવાં. સંસારી સંન્યાસી યોગી કરતાં સંસાર છોડી ત્યાગી સાધુ યોગી થયા હોય તેને દેહનો દંડ વિશેષ પાળવા કહ્યું છે.

૪૬ નિત્ય આપણા ઘરમાં એક માણસે દરરોજ અગ્નિ હોત્ર કરવો એ આપણી ખાસ ફરજ છે. નિત્ય અગ્નિ હોત્ર કરવાથી સર્વ દેવો તથા દેવીઓ તથા પરમેશ્વર રાજી રહે છે, અને સૌ આનંદ પામે છે. અગ્નિ હોત્ર નિત્ય થાય તે ઘરમાં રહેનાર સર્વ માણસનો તેમાં હિસ્સો ગણાય છે. તથા અગ્નિ હોત્ર કરનારે સર્વને લાભ મળે એવી આશાથી કરવો જોઈએ. કારણ કે અગ્નિ હોત્રમાં દ્રવ્ય વપરાય તેમાં સૌનો હિસ્સો ગણાય છે. દરરોજ અગ્નિ હોત્ર કરવો તે સવારના ચાર વાગ્યાથી તે બાર વાગતાં સુધીમાં કરી લેવો. તથા ભવિષ્યે વખત ન મળે તો સાંજના આઠ વાગતા સુધીમાં પણ કરવો. ધનવાન હોય તેણે સવાર સાંજ બન્ને વખત મરજી હોય તો અગ્નિહોત્ર કરવો. તથા હિંદુરાજાએ પણ પોતે તથા પોતાની પ્રજાને પણ નિત્ય અગ્નિહોત્ર કર્મ કરવું તથા કરાવવાનો ફરજયાત કાયદો લાગુ પાડી અગ્નિહોત્ર કર્મ કરાવવાથી પુણ્ય પુરૂષાર્થ કરેલું કહેવાય છે. તથા યોગીના ચાર નિયમો પાળવાની પ્રજાને સમજુત કરવી તે જ્ઞાનદાન પુણ્ય કહેવાય છે.

૪૭—ચોગબળ તપથી પવિત્ર થઈને કમચોગ અગ્નિહોત્ર કર્મ કરનાર ચોગી એટલે ચોગીના ચાર નિયમો પાળવાને, કર્મના ફળની આશા રાખનારો હોય તે કર્મચોગી તપસી કહેવાય છે. એવા ચોગીને પરમેશ્વરના માયાબળથી, ચોગબળ તપથી પાછો પડયો હોય તો પણ તેણે નિત્ય અગ્નિહોત્ર કર્મ કરવુંજ જોઇએ તેમાં આચકો ખાવો નહિ. અગ્નિ હોત્ર કર્મનું ફળ બીજે જન્મે ફળીભૂત થશે અને તે કરેલું કામ આવશે. માટે જ્ઞાનીએ તથા અજ્ઞાનીએ નિત્ય અગ્નિ હોત્રનું કર્મ ત્યજવું નહિ. અગ્નિ હોત્રનું કર્મ કરવાથી જે પુણ્ય થાય છે તે કહી ન શકાય તેટલું છે, માટે ભીડ ભોગવીને તથા ભિક્ષા માગીને પણ પોતાનું પુણ્ય પુરુષાર્થ જાળવી લેવાને માટે અગ્નિહોત્ર કરવો. રજોગુણી એટલે મોજી અને સુખી અને જાત મહેનત કરવામાં આળસુ હોય તેણે બે ચાર ગૃહસ્થો સાથે મળીને એક ગરીબ બ્રાહ્મણને દાન આપીને, બ્રાહ્મણ કને અગર કોઈ જાણગાર માણસ ચોગબળ તપથી પવિત્ર થએલો હોય, ગરીબ હોય તેને દામ આપીને આપણા ઘરમાં આપણા ખર્ચથી નિત્ય અગ્નિ હોત્ર કરાવવો અગ્નિહોત્ર કરનાર માણસ આવ્યા પહેલાં જોઇતાં સર્વ સાધનો તૈયાર કરી રાખવાં. તથા આપણે તથા આપણા ઘરના બૈરાં છોકરાંઓએ અગ્નિહોત્રનું કામ શીખી મૂકવું, કારણ કે ભવિષ્યે તે કર્મ કરનાર માણસ તેના ઘરકામ અથવા બહારના કોઇ પણ કામમાં રોકાય તો આપણાથી અગ્નિહોત્ર

થઇ શકે, તથા ભવિષ્યે કંઇ કર્મ સંજોગે કંઇક કામની તથા બીજી કોઈ ઉપાધિ આવી પડી હોય ને પાંચ દિવસ રોકાણ થાય તો અગ્નિહોત્રનું કામ ખંડિત થઇ ગયું એમ માનવું નહિ, તથા તેની હરકત જાણવી નહિ. અને જે પુરૂષને પૂર્વેનું પ્રારબ્ધ ઓછું હશે તેને આજ જન્મે અગ્નિહોત્ર કર્મનું પુણ્ય પુરૂષાર્થ દેખાઇ આવશે. જેણે નિત્ય અગ્નિહોત્ર કર્મ કર્યું હોય તેને બીજે જન્મે નવે ગ્રહ 'ઢોલીયાને પાય' તેવી કહેવતવાળો જન્મે છે. તથા જેમ ઉદ્યમમાં રહેલી લક્ષ્મી ઉદ્યમથીજ મળે છે તેમજ યજ્ઞમાં વસતા પરમાત્મા યજ્ઞ કરવાથી પણ મળે છે. તે માટે યજ્ઞાદિ કર્મો કરવાં ગીતામાં અધ્યાય, ત્રીજાના શ્લોક પંદરમાં કહ્યું છે.

૪૮—અગ્નિહોત્રના પુણ્ય બળથી બીજે જન્મે તે માણસને ઇશ્વર તથા સર્વ દેવો અને સર્વ દેવીઓ મળીને સર્વ સુખ સંપતિ, વૈભવી અને ધનવાન નિપજાવે છે. તથા જન્મથી, યોગ બળ તપથી પવિત્ર થયેલો નિત્ય અગ્નિહોત્ર કરનાર, યોગી. તપસી, કર્મના ફળની આશા રાખનારો, મૂઆ પછી તેનો આત્મા ગત તથા નષ્ટ થઇ ગયો એમ માનવું નહિ. તેવો પ્રાણી દેવ ગતિને પામીને અખંડ સ્વરૂપમાં યોગ બળ તપનું તથા અગ્નિહોત્ર કર્મનું પુણ્ય પહોંચે ત્યાં સુધી રહે છે. અને ત્યાં એવા દેવગતિને પામેલા પ્રાણીને પરમેશ્વરે સિદ્ધિની માફક કંઇક પુરૂષાર્થ

બક્ષેલું હોય છે. તેવી ગતિને પામેલો પ્રાણી પાછળ રહેલા મનુષ્ય યોગ બળ તપથી પવિત્ર થએલો ને નિત્ય અગ્નિ-હોત્ર કર્મ કરનારો પોતે દેવ ગતિને પામીને અરસપરસ દેવોની વૃદ્ધિ કરીને સર્વ સુખ સંપત્તિ, વૈભવ અને ધનની પ્રાપ્તિ કરે છે. અને જન્મથી યોગ બળ તપથી પવિત્ર થએલો તથા નિત્ય અગ્નિહોત્ર કર્મ બરાબર કરેલા હોય તેવા પ્રાણી બીજે જન્મે રાજ્યભિષેકરાજાના જન્મે આવે છે. તથા ઉત્તર વયે યોગી થયા હોય તે રાજ્ય દરબારમાં મોટા ઓધ્ધાનું કામકાજ કરતાં શ્રીમંત થઇને સર્વ સુખ સંપત્તિવાળો જન્મે છે. તથા ફકત અગ્નિહોત્ર કર્મ કરનારો હોય તે પણ સર્વ સુખ સંપત્તિ વૈભવવાળો, પૈસાથી સુખશાંતિવાળો જન્મે છે. તથા યોગ બળ તપનું તથા અગ્નિહોત્ર કર્મનું એકે કામ ન કરનારો હોય તેવા પ્રાણી બીજે જન્મે દરિદ્ર થઇને સર્વ પ્રકારથી દુઃખી નીવડે છે. માટે ઉપર કહી ગયા તેવા કર્મયોગ, તપસી, તથા નિત્ય અગ્નિહોત્ર કર્મ કરવાનું કામ આખા જંગતમાં સર્વ પ્રાણી, સર્વ ગૃહસ્થો કરતા થશે ત્યારે પાંચસો થી તે હજાર વર્ષે પૂર્વેની ધનુષ્ય બાણ વિદ્યા, સિધ્ધિ યોગ આપોઆપ પ્રાપ્ત થશે, ને આખા જગતમાં સુખશાંતિ ફેલાશે, ને સર્વ રોગની નાસ્તિ થશે. કૃષ્ણ મહારાજે ગીતામાં કહ્યું છે જે તમો અગ્નિહોત્ર કરી દેવોની વૃધ્ધિ કરો, અને દેવો વૃષ્ટિ કરી અન્નથી તમારી વૃધ્ધિ કરો, એમ

અન્યોઅન્ય વૃધ્ધિ કરવાથી સર્વ સુખ સંપત્તિ મેળવીને ઇષ્ટ વસ્તુ ઇશ્વરને મેળવવો, એમ અર્જુનજીને કહ્યું છે. અધ્યાય ત્રીજામાં શ્લોક દશથી તે સોળ સુધીમાં કહ્યું છે, માટે નિત્ય અગ્નિહોત્રકર્મ ભીડ ભોગવીને કરવાની ખાસ અગત્યતા છે. પરમેશ્વરને ત્યાં તથા દેવોને ત્યાં ધનનો તથા વૈભવનો તોટો નથી. એ સૌ આપણા કર્મનો તોટો હોય છે. સત્ય નારાયણની કથા કરાવ્યાના પુણ્ય કરતાં નિત્ય અગ્નિહોત્રકર્મ કરવાનું પુણ્ય ચાર ગણું છે.

૪૯—અગ્નિહોત્ર કર્મ કરવામાં ઉપવીત કે જનોઇની ખાસ જરૂર નથી. સુતરના તારથી ઇશ્વર કે દેવો રાજી થતા નથી. એ પૂર્વે જનોઇ પહેરવાથી પવિત્રપણે રહેવાની તથા સારાં ઉત્તમ કર્મ કરવાની એધાણી તરીકે આજદિન પર્યંત ચાલુ આવ્યું છે. માટે અગ્નિહોત્ર કરવામાં જનોઇ ન પહેરવાથી સુતરનો તાર ન હોય તેથી દેવો તથા ઇશ્વર નારાજ થતા નથી. કૃષ્ણ મહારાજે કહ્યું છે કે:—

નીચ થઇ મુજને ભજે, ઉત્તમ જાણું દેહ;
પણ ઉંચ થઇ મુજને ન ભજે, ચંડાળ જાણું તેહ.

માટે બ્રહ્મને પિછાને તથા અગ્નિહોત્રી હોય તેને બ્રાહ્મણ જાણવા, બીજા શૂદ્ર સમાન જાણવા. જનોઇવાળા અગ્નિહોત્ર કરતા નથી, ને બીજાને અગ્નિહોત્ર કરવા કહેતા નથી. તે અજ્ઞાની શુદ્ર જાણવા, સારાં ઉંચાં કર્મ કર્યા બાદ, ઉંચાં કર્મ કરનાર છે એવી એધાણી જણાવવા મરજી હોય તો

પ્રથમ ઉંચાં કર્મ કરીને પછી જનોઈ પહેરવી, નાહક દેખાદેખી પહેરવી નહિ.

૫૦—અગ્નિહોત્ર કર્મ કરવામાં પ્રથમ જાણવા જોગ હકીકત—અગ્નિહોત્ર કર્મ આપણી રસોડાની ઓરડીમાં પવિત્ર જગ્યામાં કરવો, કારણકે કોઇ અટકાવવાળી સ્ત્રી રસોડામાં આવી શકે નહિ, એજ કારણથી ઉપલી હકીકત લખી છે. અગ્નિહોત્રના સર્વ સાધનો પુંજાપો એટલે સમિધ અગ્નિકુંડની ઉત્તરે તથા પૂર્વે મૂકવાં. ઘીની આહુતિ આપતાં બહુ લાંબા સ્વરથી સ્વાહા બોલી આહુતિ આપવી નહિ, છેવટે સ્હેજ સાધારણ સ્વરથી સ્વાહા બોલી આહુતિ આપવી. અગ્નિ-કુંડ એ કુંભારને ત્યાંથી માટીનો સમચોરસ પાકો કરાવવો, અગર ત્રાંબાનો કરાવવો. તે કુંડનું તળીઉં ઇંચ પાંચ પહોળું તથા ઉંચાઇ ઇંચ ચાર તથા મોઢાની પહોળાઈ ઇંચ સાત પ્રમાણે કરાવવી, અને દરરોજ તેમાં અગ્નિ સળગાવવા માટે આંબાના, સમડીના, ખાખરના, ખેરના તથા ઉંમડાના એમાંથી જેનામલી આવે તેનાં, લાકડાં લાવી તેના નાના નાના કકડા કરી રાખવા અથવા લખ્યા પ્રમાણે લાકડાં નહિ મળે તો બાવળ બેઢો તથા લીમડો એ ત્રણ વિના જેનાં મળી આવે તેનાં વાપરવાં. પ્રથમ અગ્નિહોત્ર કુંડમાં દેવતા ભરવો તે ભરતાં ચલેથો તથા કળશીથી ભરતાં આઘો પાછો થાય તો તથા અગ્નિ પ્રદિપ્ત કરતાં આંખમાં ધુમાડો લાગે તથા અગ્નિ જલદી ન સળગે તો

મનમાં ખીજવાવું અથવા તો ખેદ કરવો નહિ, અને કુંડમાં ભરી લેવો. તે ધુમાતો દેવતા ભરવો નહિ, ધુમાડાં વિનાનો દેવતા ભરવો. અગ્નિ જાગતો કરીને એટલે સળગાવીને સર્વ દેવોનું આવાહન કરવું, તથા આહુતિ આપવી, સળગાવ્યા વિના આહુતિ આપવી કે આવાહન કરવું નહિ. અગ્નિમાં સળગેલો દેવતા પ્રદિપ્ત થયલો હોય તેનેજ પરમેશ્વરનું સહકાર જાણી પૂજા કરવી. પરમેશ્વરનું આવાહન કરવું નહિ. પરમેશ્વરને રૂબરૂમાં સાક્ષાત્કાર સમજી સ્નાન, ચંદન, પુષ્પ, ગંધ વિગેરે વતી પૂજા કરવી. અગ્નિકુંડમાં અગ્નિ સળગાવવા માટે મોઢાવતી ફૂંક મારી સળગાવવો નહિ. કંઈક પંખાએ અગર કપડાંએ કુંડમાં અગ્નિ સળગાવવો. ચંદન ઘસવામાં ઓરસીયા ઉપર કેશર કાઢતાં વધુ પડી જાય તો તે પાછું કાઢી લેવું નહીં. દીવો સળગાવવામાં ઘી વધુ પડી જાય તો તે પણ પાછું કાઢી લેવું નહિ. કુંડમાં લાકડાં મૂકેલાં હોય તેમાંથી પાછાં કાઢી લેવા નહિ. પ્રથમથીજ જોઈએ તેટલાંજ મૂકવાં.

૫૧—આપણે નાહવાને માટે ચૂલો સળગાવવામાં તથા અગ્નિ દેવતાને માટે પ્રથમ ચૂલો સળગાવતી વખત લાકડાં, છાણાં કરાંઠી વિગેરે ખંખેરીને સળગાવવો, તથા હોમવાનું ઘી ઉનું થવા માટે દેવતા પર મૂકતી વખતે ઘીના વાસણમાં ભરેલું હોય તેમાં કીડી વિગેરે બીજા પ્રાણીઓ હોય તે તપાસીને તાવવા તથા ગરમ કરવા મૂકવું.

તથા ઘીમાં તેલ ભેળેલા દગાવાળા ઘીની આહુતિ આપવી નહિ, દગો કરનાર તથા આહુતિ આપનાર માણસ બંને અધિક પ્રાયશ્ચિતને પામે છે. ઘરમાં તથા કુટુંબમાં વૃદ્ધિ સુતક હોય તથા મરણ સુતક હોય તેટલા દિવસ અગ્નિ હોત્ર કરવો નહિ, કારણ કે ઈશ્વર વિના બીજા દેવોને એવા અપવિત્રપણામાં ફાવે નહિ. માટે કુંટુબનો દોષ હોય છે, એટલે તે અપવિત્રતા ગણાય છે. માટે એ સમયમાં એ કર્મ કરવું નહિ પરંતુ ફકત ઈશ્વરસ્તુતિ કરવી. ઇશ્વરની સ્તુતિ કરવામાં કંઈ દોષ નથી, તથા આપણા ઘરમાં રજસ્વળાવૃત તથા વૃદ્ધિસુતક બરાબર સારી રીતે પાળવું. જેટલું પાળી શકાશે તેટલો લાભ લેવાશે, ઓછું પાળશે તેને ઓછું ફળ મળશે. અગ્નિહોત્ર કરતી વખતે સર્વ દેવોને તથા પરમેશ્વરની પૂજા કરવા માટે ચંદન બનાવવું તે, સુખડ, કેશર, કંકુની કપુરકાચલીવાળુ સુગંધીત ચન્દન ઓરસીયા ઉપર ઘસીને બનાવવું. સર્વે સાધનો ન મળે તો સુખડ તથા કંકુંનું ચંન્દન બનાવી ઉપયોગ કરવો. ઓળશીચાને ધોયાબાદ ચન્દન ઘસવું તે ઉપર ચન્દન ઘસી રહ્યા બાદ એક નાની વાડકીમાં તે ઉતારી લેવું ભવિષ્યે વાડકીમાંથી જમીનપર ઢળી જાય તો, તે જમીનપરથી લઈને દેવ પૂજામાં વાપરવું નહિ. ઓળસીયા ઉપરથી લૈતા જવું અને દેવને ચઢાવવું નહિ. કારણકે ઓરસીયો છે એમાં બ્રહ્માનો વાસો છે, એમ પંડિત લોકો

કહે છે. એ.રસીયા ઉપરથી નાની વાડકીમાં ઉતારી લઈને તેમાંથી ચન્દન લઇને એ.મ્ બ્રહ્મણે ચન્દનેન નમઃ મહાઃ એમ કહી વાડકીમાંથી ઓળશીયાને ચંન્દન ચઢાવવું. તથા દેવપૂજામાં વાપરવા પાણી ભર્યું હોય તે પાણીમાં ઓમ, ગંગા, જમના, સરસ્વતિ આવાહાન ગન્ધમ્ ચન્દનેન નનઃ એમ કહી પાણીમાં ચન્દન ચઢાવવું. આપણે દરરોજ અગ્નિહોત્ર કરવાને માટે જલદી ઉઠવાની ટેવ પડી હોય તો આપણે એકલાએ જલદી ઉઠવું. દરરોજ બીજા માણસને આપણા કામ માટે ઉઠવાને ત્રાસ કે પીડા આપવી નહિ. આપણે એકલાએ દરરોજ તે કાર્ય કરી લેવું. અગ્નિહોત્ર વિગેરે દેવ પૂજાનું કામ કરતી વખત આસન વિના બેસવું નહિ. પ્રથમ કુંડમાં દેવતા ભરીને કુંડ જમીનપર મૂકતી વખતે અને અગ્નિહોત્ર કર્યા બાદ કુંડ આઘો બાજુએ મૂકતી વખત જમીનપર ફરતી કીડી તપાસીને નીચે પાણી રેડીને મૂકવું. પુષ્પમાં કીડી વિગેરે જીવજંતુ હોય તેથી પ્રથમ પુષ્પને તપાસવું. કુંડમાં આહુતિ આપીને, આહુતિ આપવાના સુર્વા વતી અગર આચમનીવતી આહુતિ આપ્યા બાદ કુંડબહાર દસે દિક્પાળ દેવોને ઘીનો ત્યાગ આપવાની તે જગ્યાએ જરૂર નથી. અગ્નિહોત્રમાં ઘી વિના ખાલી આહુતિ આપીને સ્વાહા કરવું નહિ. જરાપણ ઘીનો છાંટો કુંડમાં પડવો જોઈએ તે ધ્યાનમાં રાખવું. આહુતિ આપવામાં પિત્તળની અગર તાંબાની આચમનીવતી આહુતિ

આપવી: અગ્નિમાં લાકડાના કકડા નાંખીને, સળગાવીને, પરમેશ્વરની પૂજા કરવામાં તથા કુંડમાં પરમેશ્વરને ઘીની આહુતિ આપવી. તેની નીચે મુજબઃ-

ગુરૂમંત્રઃ-ઓમ્, સોહંમ્, આત્મારામ, એહિધામ, આ ગુરૂમંત્ર, તારકમંત્ર કહેવાય છે. એ મંત્રનો અર્થ કરીએ તો ઓમ અખંડ સ્વરૂપ. સોહમ્ એટલે આત્મા જે મહા આકાશમાં તથા હૃદયા કાશમાં રહેલો છે તે આત્માનું ધામ, એવો અર્થ થાય છે, તેથી આ મંત્રને અંતઃકરણમાં હરઘડી જપવાનો છે. તથા પરમેશ્વરની પૂજા કરવામાં પણ વાપરવાનો છે.

ગાયત્રી મંત્ર ઓમ, ભૂ--ભુવઃ સ્વઃ તત્સવીતુ ર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિધિયો નઃ પ્રચોદયાત્ આ ગાત્રત્રી મંત્ર પણ પરમેશ્વરની પૂજા કરવામાં તથા આહુતિ આપવામાં વપરાય છે. ગાયત્રી મંત્રને અધિકારીએ, ભકત જનોએ ગુરૂમુખથી શીખવો. કારણ કે શબ્દ ઉચ્ચાર અશુદ્ધ તથા પાઠા ફેર થઈ જાય માટે તથા ગાયત્રી મંત્રનો અર્થ કરીએ તો પરમેશ્વર સ્તુતિ તથા પ્રાર્થના કરેલી કહેવાય છે. તથા આપણા ઘરમાં જે કોઇ દેવની પ્રતિમા-મૂર્તિ હોય તેની પ્રથમ પૂજા કરી લીધા બાદ અગ્નિહોત્રમાં આહુતિ આપવી. ને સર્વ દેવો અને દેવીઓને તથા પર શ્વમેરને આહુતિ આપવી.

૫૩-પ્રથમ અગ્નિહોત્ર કરવાની રીત શરૂઆતઃ- અગ્નિકુંડમાં અગ્નિહોત્ર ભરી લીધા બાદ કુંડમાં ધૂપ નાંખવો તે નીચે મુજબ છેઃ- ઓમ્ શોહમ્, આત્મારામ, એહીધામયેનમઃ મહાં, ઓમ્ સર્વ દેવો ભકતજનોયેનમઃ ઓમ્ સર્વ શકિત દેવી શકિત દેવીઓ, ભકત જનાય નમઃ ઓમ સર્વ દેવો પિતૃ પિનાણીયેન મહાં, એમ કહી ધુપ નાંખવો. ત્યાર બાદ ઘીનો દિવો કરવો. દિવાની નીચે કંઇક આસન મુકી તે ઉપર દિવો મુકવો. દિવાને પરમેશ્વરને સહકારરૂપ સમજી તેને પાણી પોષણ કરીને એટલે દીવાની ફરતું પાણી ફેરવીને પૂજા કરવી; ઓમ્. સોહમ, આત્મારામ, એહીધામ, સ્નાનાયેનમઃ, એમ કહી દીવાની આગળ પાણી નીચે મૂકવું. એવીજ રીતે ચન્દન તથા પુષ્પ ચઢાલવું. તે પુષ્પ દીવાના કોડીયા બહાર નીચે મુકવું. દીવાની પૂજા પ્રથમ થઇ રહ્યા બાદ અગ્નિકુંડમાં લાકડાં મૂકી પંખાવતી અગ્નિ સળગાવવો. અગ્નિ સળગાવ્યા પછી સર્વ દેવો અને દેવીઓનું આવાહન પૂજા કરવી. ને સર્વ દેવો અને દેવીઓને આવાહન આસનને ચારૂ અગ્નિ કુંડની પૂર્વે અગર ઇશાન ખુણે અગર ઉત્તરે એક પાટલી ઉપર વસ્ત્રાસન પાથરીને પછી સર્વ દેવો દેવીઓનું આવાહન કરવું. અને પૂજાની સર્વ સામગ્રી કુંડની પાસે નીચે મુકવી. અને પૂજા કરવી તે નીચે મુજબઃ-૧) ઓમ્ ગણપતિ દેવો લંબોદર મહાબળ કૃપાળુ, દયાસિંધું, આવાહન

સ્નાનાચેનમઃ એમ કહી પાણી મુકવું. ઓમ્ ગણુપતિ લંબોદર મહાબળ કૃપાળુ, દયાસિંધુ, આવાહન મલ્યા સુગન્ધિ પુષ્પયેમઃ ચઢાવવું.–૨) ઓમ્ પ્રજા પતિ ઇન્દ્રિય વરૂણ દેવો મહાબળ કૃપાળુ, દયાસિંધુ, આવાહન સ્નાનાચેનમહા એમ કહી પાણી મૂકવું. એજ પ્રમાણે આવાહન મંત્ર ભણીને ગંધ પુષ્પ, ચન્દન નીચે ચઢાવવા. ૩ ઓમ્ અગ્નિદેવ મહાબળ કૃપાળુ, દયાસિંધુ, આવાહન સ્નાનાચેનમઃ એમ કહી પાણી મૂકવું. ત્યારબાદ એજ પ્રમાણે આવાહન મંત્રભણીને ગન્ધ, ચંદન, પુષ્પ નીચે ચઢાવવા. ૪) ઓમ્ શનિ, મંગળ, રાહુ સર્વે નવે ગ્રહ દેવો મહાબળ કૃપાળુ દયાસિંધુ, આવાહન સ્નાનાચેનમઃ એમ કહી પાણી મૂકવું. ત્યાર બાદ આવાહન મંત્ર ભણીને ગન્ધ, ચંદન, પુષ્પ નીચે ચઢાવવાં. ૫) ઓમ્ બાર રૂદ્ર દેવો, બીજા સર્વ દેવો, ભક્તજનો મહાબળ કૃપાળુ, દયાસિંધુ, આવાહન સ્નાનાચેનમઃ એમ કહી પાણી મૂકવું. ત્યાર બાદ આવાહન મંત્ર ભણીને ગન્ધ, ચન્દન, પુષ્પ નીચે ચઢાવવાં. ૬) ઓમ સર્વ શકિત દેવીઓ, ભકતજનીઓ, મહાબળકૃપાળુ, દયાસિંધુ આવાહન સ્નાનાચેન મહા એમ કહી પાણી મુકવું. ત્યાર બાદ આવાહન મંત્ર ભણીને ગન્ધ, ચન્દન, પુષ્પ ચઢાવવાં. ઓમ સર્વ પિતૃ પિત્રાણી દેવો, મહાબળ કૃપાળુ દયાસિંધુ આવાહન સ્નાનાચેનમઃ કહી પાણી મૂકવું. ત્યાર બાદ આવાહન મંત્ર ભણીને ગન્ધ,

ચંદન, પુષ્પ નીચે ચઢાવવાં હવે પછી સર્વે દેવોનું આવાહન થઈ રહ્યા બાદ અગ્નિ કુંડમાં પ્રગટ થયલા પરમેશ્વર સાહકારરૂપની પૂજાની વિધિ. ૮) ઓમ, સોહમ્, આત્મારામ, એહીધામ, કહી કુંડની ફરતું પાણી ફેરવી પાણી પ્રોક્ષણ કરવું. ત્યારબાદ એજ મંત્રથી સ્નાન ચંદન, પુષ્પ નીચે ચઢાવવું. એજ પ્રમાણે ગાયત્રી મંત્રથી પણ પરમેશ્વરની પૂજા કરવી. પૂજા થઇ રહ્યાબાદ અગ્નિં કુંડમાં ઘીની આહુતિ આપવી.

પ્રથમ આહુતિ આપવામાં ગુરૂમંત્રથી કુંડમાંઘી વતી અગ્નિમાં ફરતી ઘીની ધારા પાડવી. ત્યાર બાદ કુંડમાં ગુરૂ મંત્રથી ઘીથી આજુબાજુ આઠે ખુણામાં ચોક પૂરવો, ને ફક્ત ગુરૂ મંત્ર બોલતા જવું, ત્યાર બાદ આહુતિ આપવી, તે નીચે મુજબ:—૧) ઓમ્ પ્રજાપતિ ઇન્દ્ર વરૂણદેવો મહાબળ કૃપાળુ, દયાસિંધુ, ચેનસ્વાહા. ૨) ઓમ્ અગ્નિદેવ મહાબળ કૃપાળુ દયાસિંધુ ચેન સ્વાહા. ૪) ઓમ બાર રૂપા દેવો, બીજા સર્વ દેવો ભકતજનો મહાબળ કૃપાળુ દયાસિંધુ ચેન સ્વાહા. ૫) ઓમ સર્વ શકિત દેવીઓ, ભકતજનીઓ મહાબળ કૃપાળુ, દયાસિંધુચેન સ્વાહા. ૬) ઓમ્ સર્વ પિતૃ પિત્રાણિ દેવો મહાબળ કૃપાળુ દયાસિંધુ ચેન સ્વાહા ૭) ઓમ્, સોહમ્, આત્મારામ, એહીધામચેન સ્વાહા. ૮) ઓમ, ભૂ-ર્ભુવઃ સ્વઃ, તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય

ધીમહિધિયો નઃ પ્રચોદયાત્ યેન સ્વાઃ એ પ્રમાણે સર્વ દેવાને તથા સર્વ દેવીઓને તથા પરમેશ્વરને તથા પિતૃઓને જુદા જુદા મંત્રથી આહુતિ આપવી દરેક મંત્રથી આહુતિ આપવી તે ત્રણ આહુતિથી ઓછી આપવી નહિ. ત્રણથી વધારે મરજીમાં આવે તેટલી આપવી નહિ.

૫૫—આહુતિ થઈ રહ્યા બાદ પોતે કપાળે ચન્દનથી અગર તિલકથી ચાંલ્લો કરી લેવો. ત્યારબાદ મનને દેહ ઉપર હર્ષ ઉપજે છે કે જેવી તેવી પણ તું મનુષ્ય દેહને પ્રાપ્ત થઇને ઉંચા કર્મ કરે છે તેથી તારામાં વસેલા આત્માને મોક્ષ ગતિને પામે તે તારા પ્રતાપથી પામે છે. એમ મનને હર્ષ ઉપજી મન વડે દેહને શોભાવવા ચન્દન તીલકથી કપાળે ચાંલ્લો કરી શરીરે અર્ચા કરી દેહનું પૂજન કરે છે, એમ સમજી પોતે ચન્દન તિલક અગર કંકુથી શરીરે અર્ચા કરી લેવી, ત્યારબાદ દેહને હર્ષ ઉપજે છે જે એ સૌ પ્રતાપ તથા સંસ્કાર ઉદયકરનાર અખંડ સ્વરૂપ પરમેશ્વરનો છે, એમ સમજી અન્યોઅન્ય હર્ષ આનંદ થવાથી પ્રેમ પૂજન દેહ વડે અખંડ સ્વરૂપ મહા આકાશનું કરે છે. પ્રથમ ઓમ્, સોહંમ્, આત્મારામ. એહીધામ સ્નાનાયેનમઃ એમ કહી આકાશમાં પાણી ફેંકવું. ત્યારબાદ એજ મંત્રથી આકાશને ચન્દન તથા પુષ્પ ગન્ધ વિગેરે ચઢાવવું. ત્યારબાદ ત્રણ ચાર વાર એજ મંત્રથી નીચે પાણી મૂકી અર્ઘ્ય આપવા. એમ કરવાથી કેટલાક લોકો સમજ

ફેરથી સમજે છે જે તિલક ચાંલ્લો કરી રહ્યા બાદ ઉંચે સૂર્યની પૂજા કરીને સૂર્યને અર્ધ્ય આપતા હશે. એવું સમજે છે તે ખોટું છે. જેણે સૂર્યની પૂજા કરવી હોય તેણે પોતે ચાંલ્લો કર્યા પહેલાં સૂર્ય પૂજા કરવાનો નિયમ હોય છે ત્યારબાદ ગુરૂમંત્રથી પરમેશ્વરને સર્વ કર્મ, ધર્મ નિત્યના હરઘડીના થાય તે પાણી મૂકી અર્પણ કરવાં. ત્યારબાદ ઇશ્વર સ્તુતિ આવડતી હોય તે અખંડ સ્વરૂપમાં બેઠો છું તેમ ચિત્ત સ્થિર રાખીને કરવી, તથા અખંડ સ્વરૂપમાં મન પરોવીને, સ્થિર કરીને ગુરૂ મંત્રથી ત્રણ માળા ફેરવવી. જેથી ત્રણસેં ચોવીસ વખત ગુરૂમંત્રનો જાપ થશે. તેવીજ રીતે ગાયત્રી મંત્રથી પણ ત્રણ માળા ફેરવવી, એટલે ત્રણસોં ચાવીશ વખત ગાયત્રી મંત્રનો પણ જાપ થશે. ત્યારબાદ શ્રીમદ્ ભગવત્ગીતા શ્રીધર સ્વામીની ટીકાને અનુસરીને બનાવેલી છાપેલી ગુજરાતી ભાષામાં પણ મળે છે, તેજ વાંચવી. દરરોજ એક અધ્યાય વાંચો કૃષ્ણાજીનો સમાગમ કરવો. ગીતામાં ચારે વેદનો સાર આવી ગયો છે. અને મનમાં ધ્યાન રાખવું જોઇએ. જે આજે કૃષ્ણ અર્જુનના સમાગમમાં શું કહે છે, તે તથા યોગીના ચાર નિયમો કાબુમાં રાખવા સારૂ દરરોજ વાંચવાની તથા કૃષ્ણાર્જુનનો સમાગમ કરવાની જરૂર છે, એમ લક્ષમાં રાખવું. બહાર ગામ જવાથી સર્વ બની શકતું નથી માટે બહાર ગામ સમયને અનુસરીને જેટલું બની શકે તેટલું કરવું.

૫૬ ઇશ્વરને ઉદ્દેશીને એટલે સર્વ કર્મ ધર્મ ઇશ્વરને અર્પણ કરીને જે કર્મ કરવામાં આવે છે. તેમાં વિધિ પ્રમાણે કંઈક કર્મ અપૂર્ણ રહી જાય તો તે પરમેશ્વર પૂર્ણ કરી લે છે. ને તેનો દોષ કરનારને નથી. ગીતામાં અધ્યાય બીજો શ્લોક ચાલીસમાં કહ્યું છે. તથા જ્ઞાનીને વિધિ નિષેધનો બાધ નથી, એટલે કંઇક કર્મ વિધિ પૂર્વક ન થાય તે તથા કાંદા લસણ; હીંગ, વગેરે શુભ તથા અશુભ, સારૂં તથા નરસું જ્ઞાની સન્યાસ યોગીને વિધિ નીષેધનો દોષ નથી, એમ ગીતામાં કૃષ્ણજી એ કહ્યું છે, માટે આપણે લાંચ ખાઇએ અને લસણ ન ખાઇએ એમ કરવું નહિ.

૫૭ અગ્નિહોત્ર કરી રહ્યા બાદ ઉત્તમ પૂજા કરવા વિષે ઓમ્ સર્વ દેવો દેવીઓ, ઋષિઓ, સર્પો, ગોપીઓ, ગોપાલો, પિતૃ પિત્રાણીઓ મહાબળ કૃપાળુ દયા સિંધુ ઉત્તર પૂજા સ્નાનાયેનમઃ એમ કહી પાણી મૂકવું. એવીજ રીતે ઉત્તમ પૂજાનો મંત્ર ભણીને ચન્દન, પુષ્પ ચઢાવવાં ને પછી વિસર્જન કરવું.

૫૮ પૂર્વે જગતમાં સંસ્કૃત ભાષાથી બોલવાનો તથા વહેવારના સર્વે કાર્યો કરવાનો સંસ્કાર વહેવાર હતો, કારણ કે પ્રથમ સંસ્કૃત ભાષા સૌને બોલવામાં વહેવારમાં તથા કામકાજ કરવામાં એજ ભાષાનો પ્રચાર હતો. તેથી દેવ પૂજામાં તથા અગ્નિ-હોત્રમાં સંસ્કૃત ભાષાથીજ કામ કરતા હતા. તે રિવાજ આજ દિન સુધી ચાલ્યો આવે છે. ને

તે માટે સંસ્કૃત ભાષા શીખવી પડે છે. ને તે અભણ માણસોથી શીખી શકાતી નથી. તેથી આપણી હાલની ચાલુ ભાષાથી ગુજરાતી ભાષાંતરમાં દેવ પૂજા તથા અગ્નિ-હોત્રનું કામ કરીએ તો તેનો જરા પણ દોષ નથી. દેવ લોકો તથા પરમેશ્વર ગુજરાતી ભાષા તથા મરેઠી, ઇંગ્લીશ અને ઉર્દું, સર્વ ભાષાઓને જાણવાવાળા છે. માટે આપણે હાલના સમયને અનુસરીને ગુજરાતી ભાષાથી દેવ પૂજા તથા અગ્નિ હોત્ર કરવાથાં બીલકુલ દોષ નથી.

૫૯—ગૃહસ્થાશ્રમીએ દરરોજ અગ્નિહોત્ર કરવાની ખાસ જરૂર છે. કારણ કે વાસીદું વાળવામાં તથા લીપવામાં, ખાંડવામાં, દળવામાં, તથા ચૂલો બાળલામાં પાંચ જાતની હત્યાનો દોષ લાગે છે, તે દોષના નિવારણ માટે દરરોજ યજ્ઞ કરવા કહ્યું છે. તે બ્રમયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, અને મનુષ્ય યજ્ઞ તથા પશુ યજ્ઞ કરવા કૃષ્ણજીએ અર્જુનજીને ગીતામાં અધ્યાય ત્રીજો શ્લોક નવથી તે સોળ સુધીમાં કહ્યું છે માટે બ્રહ્મયજ્ઞ, પિતૃયજ્ઞ એ ત્રણ અગ્નિહોત્રથી કરવાં. અને બાકી રહેલા બે યજ્ઞ મનુષ્યયજ્ઞ અને પશુયજ્ઞ તે મનુષ્ય, સાધુ, બ્રાહ્મણ, યોગી વિગેરેને જમાડવાથી થાય છે. પશુને ઘાસચારો ખવડાવવાથી, કુતરાં, તથા કબુત-રને ખવડાવવાથી પશુ યજ્ઞ થાય છે. કારણ કે એ બંને યજ્ઞ કાષ્ટ અગ્નિમાં આહુતિ અપાય તેવીજ રીતે એ જઠરા અગ્નિમાં આહુતિ અપાયલી સમજવી. એ પ્રમાણે દરરોજ

યજ્ઞ કરવાથી થતા દોષથી તથા બ્રહ્મના તથા દેવના ઋણુ-માંથી મુક્ત થાય છે. મનુષ્યનું મુડદું બાળવાથી મનુષ્ય યજ્ઞ કહેવાતો નથી. તે તો સૌને પરોપકાર કર્યો કહેવાય છે એવી રીતે ગૃહસ્થાશ્રમીઓએ દરરોજ અગ્નિહોત્ર કરવાની ખાસ જરૂર છે. ફરતા સાધુઓ દંડી તુંબીવાળાઓને અગ્નિહોત્ર કરવાનો દંડ નથી. જેના ઘરમાં નિત્ય અગ્નિ હોત્ર થતો હોય તેના ઘરનો કોઇપણ પ્રાણી મૂઆ પછી પ્રેત ગતિને પામતો નથી, ને કદાચ અજ્ઞાનીને માયાવી પ્રાણી હોય તે પ્રેત ગતિને પામ્યો હોય તો તેના ઘરમાં નિત્ય અગ્નિહોત્ર કર્મ થવાના બળથી એની મેળેજ તે પ્રેતથી ઓદ્ધાર થઇને પિતૃ ગતિને પામે છે. માટે આપણું ધર્મ પુણ્ય પુરૂષાર્થ ભાગ્યની વૃદ્ધિ કરવા નિત્ય અગ્નિહોત્ર કરવાની ખાસ જરૂર છે. યાત્રાતીર્થ ગયા કરતાં તથા નિત્ય ગંગા સરિતા નાહ્યા કરતાં નિત્ય અગ્નિહોત્ર કર્મનું પુણ્ય ફળ અધિક હોય છે.

૬૦—સાધુ ત્યાગી કહેવાય છે એનો અર્થ એમ થાય છે કે સાધુ એટલે યોગીના ચાર નિયમો કાબુમાં લાવવાનું સાધન કરવા સાધુ કહેવાયા. ત્યાગી એટલે સંસાર છોડી સંસારની ઉપાધિથી અળગા રહેવા જ્ઞાની યોગી થવા સંસાર ત્યાગ કરી સાધુ કહેવાય. જે યોગીના ચાર નિયમો પાળવા માટે સંસારથી અલગ થયા તેવું હાલના સમયમાં દેખાતું નથી. વગર સમજે સાધુ ત્યાગી થયા અને તેને પૂછીએ

તો તે કહે છે કે પરમેશ્વરને ભજવા થયા પણ ફક્ત પરમેશ્વરનેજ ભજવા હોય તો સંસારમાં રહી કેમ ન ભજાય? સંસારમાં રહી ખેતી ખેડવી પડે તો મઠ સાધુ થઈ ખેતી કેમ ખેડે માટે સાધુ અને ત્યાગી થયા તે દેખાદેખી થયલા, સમજીને થએલા જણાતા નથી. સાધુ અને ત્યાગીએ યોગીના ચાર નિયમો પાળી જ્ઞાની યોગી થવાની વાત જાણુતા નથી. મઠ ધારી સાધુઓએ ખેતી ખેડવાની નથી, ખેતી ખેડવી હોય તો સંસાર શા માટે છોડીને સાધુ થયા, જેણે ધર્માદા જમીન, વાવલાં આપ્યાં હશે તેણે ખેતી ખેડવા આપ્યાં ન હોય, માટે ખેતી ન ખેડતાં તે જમીન ગણોતે અથવા ભાગે આપતાં જે ઉપજ થાય તે ઉપજ ખાયને અને ભિક્ષા માગીને દંડી ફકીરી સાધુ યોગીને સદાવૃત તરીકે અન્નદાન આપવું. ને પૈસા હોય તો જ્ઞાન ઉપદેશના પુસ્તક ખરીદવામાં તથા પુસ્તક વહેંચવામાં તે પૈસા વાપરવા. અને યોગીના નિયમો પ્રમાણે રહેવું, નાહક બીન ઉપયોગના સારા સારા દાગીના હીરા કંઠી તથા દોરા વગેરે તથા સારા સારા પોષાકો પહેરી સંસારીના જેવા મોજશોખ કરી વૃથા દેહને અવતારને ગુમાવવો નહિ, અને સાધુના વેશને બટટો લગાડવો નહિ, એથી ઇશ્વર ઘણાજ નારાજ થવાથી બીજે જન્મે બહુ અધમ ગતિને પહોંચાડે છે. આવો ધાક રાખીને સાદા વેશથી સાધુ યોગીએ ફરવું. બહુ શરીર શોભાવવાનું સાધુને કામનું નથી. એનાથી

સામાના તથા આપણા શરીરને ઘણોજ અનર્થ થાય છે. તથા સંસારી જ્ઞાની લોકો સારાં સારાં દાગીના કે વસ્ત્રો પહેરી શરીર શોભાવતા નથી. તો સાધુ યોગીએ ભપકો અને રૂપરંગ શોભિતું શરીર કરવાની કંઈજ જરૂર નથી. જેમ બને તેમ યોગીના ચાર નિયમો તથા મનને કાબુમાં લાવવા મહેનત કરવી. અને ગૌમાતા પાળવી. સાધુ બ્રાહ્મણોએ નિત્ય અગ્નિહોત્ર કરવો તથા શિષ્યો પાસે કરાવવા. તથા કરવાની ખાસ ફરજ પાડવી.

૬૧—આપણે આપણી હંમેશની ભાષા સુધારવી. સામાને અજુકતું બોલી ગાળો દેવી તે આપણે યોગી થઇ આપણી વચન સિદ્ધિ વાણી ફળે ત્યારે બીજે જન્મે તેની મા–બેન માટે જન્મ લેવો પડે છે. માટે આપણને ઘણો ક્રોધ આવે તો તું તથા તે હરામખોર છે. તથા અક્કલ છે કે નહિ તથા દેખે છે કે નહિ એમ કહેવું. એ સિવાય બીજી વાણી દુશ્મનને પણ કહેવી નહિ, એવું બોલવાની ટેવ સુધારવી. વાતમાં ને વાતમાં અજુકતું ગોજું બોલી બોલવાની ટેવ પણ સમજીને છોડવી. કામ કરવા પોતામાં શક્તિ ન હોય અને નાહક મોઢે જોર બતાવી ગોજું બોલવું નહિ.

૬૨—મરદ એટલે પુરૂષથી જો કોઇ અઘટિત કર્મ બને તો બીજે જન્મે સ્ત્રીનો અવતાર આવે છે એમ જાણવું. અઘટિત કર્મ કરવાથી પરમેશ્વર સ્ત્રીના રૂપમાં આત્માને

ફરજ્યાતમાં દાખલ કરે છે. પરમેશ્વરને ત્યાં કોદરા તે કોદરા અને જુવાર તે જુવાર નીપજે તેમ નથી. એ તો પંચ ભૂતના ઉપજાવેલા દેહનો ધર્મ છે, આત્માનો ધર્મ નથી. સ્ત્રી જો સારાં કર્મ ધર્મનાં સંસ્કારવાળી હોય તો બીજે જન્મે પુરૂષના દેહમાં આત્માને દાખલ કરે છે.

૬૩—પાત્ર જોઇને દાન કરવું. સાધુ તથા બ્રાહ્મણ સુપાત્ર એટલે સારાં ઉચાં કર્મ કરનાર હોય ભક્તિભાવવાળાં હોય તેનેજ દાન કરવું તથા ખવડાવવું. દુષ્ટ બુદ્ધિવાળાને ખવડાવવું તથા આપવું નહિ, અન્નદાન ખવડાવવામાં દર-રોજ સાધુ બ્રાહ્મણ યોગી ફકીર, ગાય, કુતરાં તથા કબુતરાં તથા બીજાં સર્વ પશુઓને ઘાસ ચારો વિગેરે ખાવા આપવું તથા આંધળાં પાંગળાં વિગેરે ક્ષુધાથી બહુજ પીડાતાં હોય તેને ખાવા આપવું, પરંતુ જીવતા જીવને મારી ખાનાર એટલે હિંસા કરનાર પારધી તથા કસાઈ તથા મરઘાં તથા ચલ્લાં તથા કાગડા તથા બિલાડાં તથા કાંબરડાં વિગેરેઓને ખાવાં તથા જીવિતદાન આપી પુણ્ય ફળ મેળવવા આશા રાખવી નહિ. તથા કસાઈ, અને દુષ્ટને ત્યાંનું અન્ન આપણે ખાવું નહિ.

૬૪—મનુષ્ય કર્મ કરતાં કરતાં જ્ઞાનને પામે છે, કર્મ કર્યાં વિના જ્ઞાનને પામતા નથી, એનો અર્થ એ છે જે આપણો આત્મા આપણા હૃદયાકાશમાં નિરંજન નિરાકારને નિર્લેપ નિર્ગુણ છે, તે જાણવા સારૂ આપણે પોતે આપણા

હૃદયાકાશમાં મનથી વિચારીને જોઇએ તો આત્મા દેખાતો નથી, કોઈ માણુસને મરતી વખત આપણે આત્માને જોઈશું તો મરનાર માણુસમાંથી આત્મા નિકળતો, જતો આવતો દેખાતો નથી, તેમજ કીડીમાં તથા મચ્છરમાં આત્મા રહેલો છે. તેમાં પણુ આત્મા જતો કે આવતો દેખાતો નથી, એવો નિરાકાર નિર્લિપ આત્મા અને નિર્ગુંણુ હોવાથી આપણા દેહમાં રહેલો આત્મા કંઈજ કરી શકતો નથી. ફક્ત દેહમાં રહેલો આત્મા દેહને જાગ્રત રાખનારો છે, બીજું કંઇજ દેહને કરી શકતો નથી. એ તો દેહથી અળગો અને ન્યારો છે. સાક્ષી રૂપે જોનારો છે. તેથી દેહમાં રહેલો આત્મા દેહ વડે કંઇ કરતો કરાવતો નથી. કૃષ્ણુ મહારાજે અર્જુનજીને ગીતામાં આધ્યય બીજો શ્લોક સત્તરથી તે ત્રીશ સુધીમાં આત્મા અકર્તા છે એમ કહ્યું છે. તથા અધ્યાય અઢારમા શ્લોક સાઠથી તે એકસેઠમાં પણુ કહ્યું છે. જે આપણા પૂર્વે પ્રારબ્ધના કર્મને અનુસરીને ઈશ્વરની માયા પ્રકૃતિથી આપણા દેહના સંસ્કાર ઉદય થાય છે, ને તેથી દેહના કર્મ ધર્મ દેહ કરે છે. આત્મા નિર્લિપ ને નિર્ગુણ છે. આત્મા કરતો કે કરાવતો નથી. આમ જે જાણે છે તે જ્ઞાની ગણાય છે, ને તે જન્મ મરણુની ફરજ્યાતથી મુક્ત થાય છે. કારણુકે દેહના કર્મ ધર્મથી આત્મા ન્યારો છે. એટલે દેહના કર્મ ધર્મ આત્માને બાધ કરતા નથી, નિર્લેપ રહે છે તેથી દેહના સારાં નરસાં

કર્મનાં ફળ ભોગવવા સારૂ બીજો જન્મ લેવો પડતો નથી, ને પરમેશ્વર ફરજ્યાતમાં દાખલ કરતો નથી, પણ જેણે જે કર્યું હોય તે અભિમાન સહિત આત્માજ દેહને જાણનારો એટલે હું કર્તા છું. આત્માજ દેહ વડે કરતા કરાવતા જાણનારો માણસ અજ્ઞાની કહેવાય છે. ને તે જન્મ મરણથી છૂટતો નથી. અને તે સારાં નરસાં કર્મોનાં ફળોથી છૂટતો નથી. અને નાહક કર્મનાં બંધનમાં આવી પડે છે. માટે આત્મા અકર્તા નિર્લિપ અને નિર્ગુણ જાણવાની જરૂર છે. જેવી રીતે સૂર્યઉદય થવાથી આખું જગત જાગ્રત થઇ પોતપોતાના કર્મ ધર્મ ઉદ્યમો કરે છે. તો તે જગતનાં સારાં નરસાં કર્મનાં ફળો સૂર્યને બાદ કરતા નથી. તેવીજ રીતે આત્મા દેહને જાગ્રત રાખનારો છે. પણ દેહ પાસે આત્મા કંઇ કરતો કે કરાવતો નથી એમ જાણનારો માણસ જ્ઞાની કહેવાય છે. તથા કર્મ ધર્મ કરીને જે કર્મ થાય તેનાં ફળની આશા ન રાખનારો ને સર્વ ધર્મ કર્મ ઇશ્વરને અર્પણ કરનારો ઉત્તમ સન્યાસ યોગી ભક્ત કહેવાય છે. એટલે કર્મ ધર્મનાં સારાં નરસાં સર્વ ફળોથી છૂટો થાય થાય છે. ગીતામાં અધ્યાય તેરમાં શ્લોક ઓગણત્રીશથી તે પાંત્રીશ સુધીમાં કહ્યું છે. માટે અભિમાનથી કરેલું કર્મ બંધનતાને પ્રાપ્ત થાય છે. માટે અભિમાન રહિત થઇને નિષ્કામ કર્મ યોગી થવા કૃષ્ણજીએ અર્જુનજીને કહ્યું છે.

૬૫—આપણે એક વાજિંત્રમાં સર્વ કળ મૂકીને તૈયાર કરીએ છીએ, પછી તે વાજિંત્ર આપણી સન્મુખ

રાખી મૂકશું તો તે વાગવાનું નથી તેને આપણે દબાવી શું. તોજ તે વાગશે. તેવીજ રીતે આપણા પૂર્વેના પ્રારબ્ધ કર્મ પ્રમાણે ઈશ્વરની માયા પ્રકૃતિથી ઇશ્વર આપણા દેહને વૃદ્ધિ પામવાના તથા બોલવાના તથા ખાવાપીવાના વહેવાર રોજગાર કરવાના તથા સાદાં નરસાં કર્મ કરવાનાં અને શુભ અશુભ કર્મ કરવાના, મોજમઝા કરવાના, પૈસો ને પ્રજા ઉત્પન્ન કરવાના વથા રાજપાટની ખટપટ કરવી તે તથા આયુષ પણ તેજ પ્રમાણે ભોગવવાના સુખ દુઃખ વિગેરે સંસ્કારો એની મેળે પરમેશ્વર અણધાર્યાં આપો આપ આણી મેળવે છે. તેમાં આત્મા કંઈજ કરતો નથી. એ તો એક સાક્ષી ભૂત છે. થવા સર્જિત થયા કરશે તે સત્ય છે. પણ પગ જોડી બેસી રહેવાનું નથી એમ સમજી તદન ઉદ્યમ કર્યા સિવાય હાથ પગ જોડી રહેવાનું નથી ફક્ત વિષય રહિત, વેર રહિત, ક્રોધ રહિત. અને દગા રહિત આટલાં ચાર કાબુમાં રાખીને બીજાં કર્મ ધર્મ કરવામાં દેહને અટકાવવી નહિ. જે સમયે જે સંસ્કાર ઉદય થવા સર્જિત હોય તે સમયને માન આપીને દેહને કર્મ ધર્મ વણજ વેપાર, ધંધો રોજગાર, ખેતીવાડી વિગેરે કામથી અટકાવવું નહિ.

૬૬. પૂર્વેનું પ્રાલબ્ધ ઉદય થાય તે સત્ય છે. રજો ગુણીને તથા તમો ગુણીને પુરૂષાર્થ કરવાનું તથા માનવાનું છે કારણ કે પુરૂષાર્થથી પ્રારબ્ધ બંધાય છે. માટે પૂર્વે

પુરૂષાર્થ કરેલું તે આ જન્મે સુખ અને દુઃખ ભોગવે છે. માટે પ્રાલબ્ધ કરતાં પુરૂષાર્થ મોટું છે. આજ જન્મે પુરૂષાર્થ કરશે તો બીજે જન્મે પ્રાલબ્ધ કર્મ ફળી ભૂત થશે, નહિ તો દરિદ્રિ નીવડશે, પણ જ્ઞાની યોગીને તો આ જન્મનું પુરૂષાર્થનું રૂપકર્મ માનવાનું નથી. કારણ કે આ જન્મનું પુરૂષાર્થ કર્મનું ફળ ભોગવવા સારૂ બીજો જન્મ લેવો પડે છે, માટે જ્ઞાની યોગી એ તો સર્વ કર્મ ધર્મ જે કંઇ નિત્યના થાય તે હું કરતો નથી. એ તો પૂર્વના પ્રારબ્ધને અનુસરીને ઇશ્વરની માયા પ્રકૃતિથી ઇશ્વરે સર્વે સંસ્કાર આ દેહને ઉદય કરેલા છે. આત્મા નિર્લિપ અને નિર્ગુણ છે. આત્મા કંઇજ કરતો નથી. સુર્યની માફક ફકત દેહને જાગૃત રાખનારો છે. અને જે આ દેહથી નિત્ય કર્મ ધર્મ થાય તે સર્વ ઈશ્વરને અર્પણ છે, એમ માને છે. અને આ દેહના પૂર્વના કર્મભોગ પૂરા થશે ત્યાં સુધી આ દેહ રહેશે. સંસ્કાર પૂરા થયા બાદ આ દેહમાંથી આત્માને પરમેશ્વર અખંડ સ્વરૂપમાં ખેંચી લે છે. ત્યાર બાદ અખંડ સ્વરૂપમાં ગયા પછી અખંડ સ્વરૂપના સંસ્કાર ઉદય થવા સર્જીત હશે ત્યાં સુધી અખંડ સ્વરૂપમાં રહશે, એવું યોગીઓ માને છે, કારણ કે આ જન્મે પુરૂષાર્થ કર્યું નથી અને જે કર્મ ધર્મ થયું હશે તે સર્વ દેહના કર્મ ધર્મ દેહે કીધાં છે, આત્માએ કીધાં નથી, ને જે થયાં હશે તે સૌ ગર્વ રહિત થઈને સૌ ઇશ્વરને અર્પણ

કરેલાં છે, ને પોતે કરેલાં માનતો નથી. તેથી બાકી શેષ ન રહેવાથી બીજો જન્મ લેવાનું રહ્યું નથી. એટલે તે જ્ઞાની સન્યાસ યોગી ઉત્તમ ભકત કહેવાય છે; તેથી તે યોગી પરમેશ્વરને અધિક પ્રિય હોય છે એમ કૃષ્ણજી મહારાજે કહેલું છે. જપ, તપ, દાન, પુણ્ય, યજ્ઞ, યાત્રા કરતાં જ્ઞાની સંન્યાસ યોગી ઉત્તમ ભકત કહયો છે. ગીતામાં અધ્યાય આઠમાં શ્લોક અઠાવીશમાં કહ્યું છે અને સંસારમાં રહીને જ્ઞાન સંન્યાસ યોગીની દીક્ષાને પમાય છે. મન વશ ન રહે તો સંસાર છોડી સાધુ ત્યાગી થઇ સંસાર ત્યાગ કરવાની જરૂર છે. ભગવા કપડાં પહેરવાથીજ સાધુ ત્યાગી થઇ સંસાર ત્યાગ કરવાની જરૂર છે. ભગવાં કપડાં પહેરવાથીજ સાધુ ત્યાગી યોગી કહેવાતા કે ગણાતા નથી કૃષ્ણજીએ કહ્યું છે કે "સંસારમાં સરસો રહે ને મન રાખે મારી પાસ તેને જાણું મારો દાસ" સંસારમાં રહેલા જ્ઞાની ભકત યોગી થયલાને પરમેશ્વર વિશેષ પાડ માને છે. અને કર્મ યોગ તપ્સી તથા જ્ઞાન સન્યાસ યોગીની મરણ પછી પાછળથી શ્રાધ ક્રિયા પીંડદાન તર્પણ શૈયાદાન વિગેરે કંઇજ કર્મ કરવાની જરૂર રહેતી નથી. એવા પુરૂષ તથા સ્ત્રીઓએ જીવતાંજ બ્રહ્મમાં લય પામેલા હોય છે. જન્મ મરણની ફ્રજ્યાતથી મૂકત થયલા પ્રાણીને દેવ જાણવા. ને જીવતાં પણ તેને દેવ સમાન જાણવા. યોગી જ્ઞાનીનો સ્વભાવ તથા ગુણ કર્મ કેવાં હોય છે તે ગીતામાં કૃષ્ણજીએ અર્જુનજીને કહ્યું છે તે ગીતા વાંચવાથી જણાશે.

૬૭ જ્ઞાની સન્યાસ યોગીને અખંડાનંદની ધ્વની લાગી રહી છે. એટલે મહા આકાશમાં અખંડસ્વરૂપમાં સર્વ વ્યાપક બહાર અને અંદર પરમેશ્વર વ્યાપિ રહ્યા છે. એવી ધ્વનિ જેને લાગી રહી હોય તેને પોતાના શરીરનું ભાન રહેતું નથી, તો કર્મ કોણ કરે ? એવા યોગીને કર્મ ધર્મ કરવાનું કંઇજ રહ્યું નથી. સર્વ સ્વરૂપમાંજ સમાસ થઇ જાય છે. કર્મ ધર્મ ન કરે તો પ્રાશ્રિત લાગતું નથી. તથા કર્મ ધર્મ કરે તો પુણ્ય થતું નથી, સર્વ કર્મ ધર્મ ઇશ્વર સ્વરૂપમાં સમાય જાય છે. છતાં એવા યોગીને સંસારમાં રહેલા સંસારી જ્ઞાની સન્યાસ યોગીને પામેલો હોય તેને તથા સાધુ ત્યાગી જ્ઞાની યોગી હોય તેણે સર્વ નિત્ય કર્મ ધર્મ અગ્નિહોત્ર દાન પુણ્ય વિગેરે પોતે સમજીને કરવાં. તથા અજ્ઞાની માણસો પાસે કરાવવાં કારણ કે જ્ઞાનીનું દૃષ્ટાંત લઇને અજ્ઞાની કર્મ ધર્મ કરે નહિ, તેથી ધર્મનો નાશ થાય અને આખા જગતમાં અધર્મ ફેલાય, તેવું હાલના સમયમાં થયલું જોવામાં આવે છે. માટે જ્ઞાનીએ કર્મ ધર્મ કરવાં તથા કરાવવાં. કર્મ કયા સિવાય મનુષ્યને જ્ઞાન થતું નથી. મિથ્યા જ્ઞાન ધરાવીને અહં બ્રહ્માસ્મિ થઇને મહેનત થવાના ભયથી રજો ગુણી માણસ કર્મ કરે નહિ તે જ્ઞાની કે યોગી નથી. તે ભ્રષ્ટાચારી ગણાય છે. માટે જ્ઞાનીએ તથા અજ્ઞાનીએ સૌએ નિત્ય અગ્નિહોત્ર વિગેરે કર્મ કરવાં. ગીતામાં અધ્યાય અઢારમાં શ્લોક ચારથી તે નવ સુધીમાં કહ્યું છે.

૬૮ જે પુરૂષ યોગ અને અગ્નિહોત્ર એ બંન્નેમાંનું એક પણુ કરતો નથી તે અભિમાની, તમો ગુણી, અને દ્વેષી હોય તેને પરમેશ્વર એવી અધમગતિમાં દાખલ કરે છે જે ફરીથી ઇશ્વરને પામવાને માર્ગે પણ મળી શકતો નથી. એવા. પશુ થઇ અધમ યોનીમાં જન્મે છે, એવું ગીતામાં કૃષ્ણજીએ અર્જુનજીને અધ્યાય ચોથો શ્લોક એકત્રીશમાં કહ્યું છે. તથા ગીતામાં અધ્યાય ચૌદમાં શ્લોક પંદરમાં કહ્યું છે. અજ્ઞાની માણસને અખંડ સ્વરૂપનું ભાન નથી તેથી મૂઆ પછી ઇશ્વરની માયા ભૂલવણુથી પ્રેત ગતિને પામે તેની પાછળ શ્રાધ ક્રિયા પિંડદાન તથા તર્પણ અને શૈયાદાન વિગેરે કરવાની જરૂર હોય છે.

૬૯ કર્મ કરતાં કરતાં માણસને પામે છે. એનું કારણ એ છે જે આપણે અગ્નિહોત્ર કરતાં હોઇએ તે વખત કર્મ કરવામાં તથા જાણવામાં એ છે જે આપણે અગ્નિમાં આહુતિ આપતી વખત ઓમ્ અગ્નિ દેવ મહાબળ કૃપાળુ દયાસિંધુ યેનસ્વાઃ એમ મોઢા વતી બોલાતું જાય અને હાથવતી આહુતિ થાય અને મનથી એવો સંકલ્પ થતો જાય જે આ અગ્નિ દેવ સાથે આ દેહને આહુતિ આપવાનો સંસ્કાર ઉદય કરનાર અખંડ સ્વરૂપ પરમેશ્વર છે. આત્મા નિરાકાર છે. તેથી આહુતિ આપતાં જે પુણ્યફળ થાય તે મહા આકાશ ઇશ્વરને છે. એવી રીતે મનનો સંકલ્પ થતો જાય ને આહુતિ અપતિ જાય તેનું નામ

જ્ઞાન કહેવાય છે. એવી રીતે સર્વ દેવો તથા દેવીઓ વિગેરે સૌને આહુતિ આપવી, તથા પરમેશ્વરને ગુરૂમંત્રથી અને ગાયત્રી મંત્રથી આહુતિ આપવી હોય ત્યારે મનમાં ધારવું જે આ દેહ તથા ઘી, પુષ્પ ચંદન વિગેરે પરમેશ્વરની ઉપજાવેલી વિભૂતિ છે, ને આ દેહથી પરમેશ્વર અખંડ સ્વરૂપને આહુતિ આપવાનો સંસ્કાર મહા આકાશ પરમેશ્વરે ઉદય કર્યો છે. આત્મા અકર્તા છે. તેથી આહુતિ આપવાથી જે પુણ્ય થાય તેનું ફળ, અખંડ સ્વરૂપને છે. એવો સંકલ્પ થતો જાય ને ગાયત્રી અથવા ગુરૂમંત્ર ભણુતો જાય અને એક બાજુ આહુતિ અપાતી જાય તેનું નામ જ્ઞાન કહેવાય છે. ને તેનું નામ જ્ઞાન કરેલો કહેવાય છે. દ્રઢમય યજ્ઞ કરતાં જ્ઞાન યજ્ઞ ઉત્તમ છે. ગીતામાં અધ્યાય ચોથો શ્લોક તેત્રીશમાં કહ્યું છે. અગ્નિહોત્ર કરી રહ્યા બાદ ઇશ્વર સ્તુતિ કરતી વખત પણ આ દેહને સ્તુતિના સંસ્કાર ઉદય કરનાર અખંડ સ્વરૂપ છે. આત્માનિરાકાર છે. જે પુન્યનું ફળ થશે તે મહા આકાશ પરમેશ્વરને છે, એમ અંતરમાં માનવું ને નિત્યકર્મ ધર્મ કરવાં-કર્મ કર્યા વિના જ્ઞાનને પામતો નથી. એટલે સાકર ખાધા વિના મોઢું ગળ્યું થતું નથી, તેમ કર્મ કર્યા વિના જ્ઞાન સન્યાસ યોગી કહેવાતો નથી.

૭૦—આત્મા અકર્તા છે તથા પૂર્વેના પ્રારબ્ધ સંસ્કાર ઉદય કરનાર ઇશ્વર છે. એવું ખાત્રી થવાનું કારણ એ છે જે પરમેશ્વરે જગતમાં જ્યોતિષ વિદ્યા પ્રસિધ્ધ કરેલી તે

ખોટી નથી. જ્યોતિષ ગણુનાર ખોટા હશે પણ જ્યોતિષ વિદ્યા ગણુતરી ખોટી નથી. તે હુમો હુમારી જાતથી હુમારી પ્રશ્નોતરીથી તથા હુમારા છોકરાઓના જન્મ અક્ષરથી જન્મોત્રીથી ખાત્રી કરી છે. આજથી પચીસ વર્ષ ઉપર મારી જે પ્રશ્નોતરી બનાવી તૈયાર કરીને જે જે હકીકત થવાની તથા મળવાની જે જે બાબતો કહેલી તે આજ દિન પર્યંત વર્ષો વર્ષ તે દિવસે તેજ માસે સર્વ મળતું આવ્યું છે. તેમાં જરાપણ સંદેહ નથી. તેમજ છોકરાઓના જન્મ અક્ષરથી જે આગળથી થવાનું તે તથા સંસ્કાર ઉદય થવાના તે સર્વ મળતા આવ્યા છે. તેમાં બીલકુલ ફેરફાર નથી. અગાઉથી પ્રશ્નોતરીમાં તથા જન્મોતરીમાં જે કહી ગયેલા તે દાખલા સિદ્ધ કરવા તથા ફેરફાર કરવા સારૂ ઘણાએ પ્રયત્નો કર્યાં પણ થવા સર્જીત તે મિથ્યા થયા નહિ, તે ઉપરથી ખાતરી થાય છે કે પૂર્વના પ્રારબ્ધ કર્મના સંસ્કાર પરમેશ્વરની માયા પ્રકૃતિથી તે ઉદય કરનારો છે. એમાં આત્મા અકર્તા છે એમ સિદ્ધ થાય છે. આપણી જાતની તથા છોકરાની આજથી દશ અગર પંદરમે વર્ષે કેવા સંસ્કાર ઉદય થશે શું થશે તે આગળથી સમજાતું નથી, ને આપણુથી ભવિષ્ય બંધાતું નથી. એ તો પારકો માણસ અને અજાણ હોય છતાં જન્મ અક્ષર ઉપરથી આખી જીંદગીના સંસ્કાર કેવા ઉદય થશે તે ગણિત વિદ્યાવાળો જોષિમહારાજ ગણિત ઉપરથી કહી શકે છે. અને તેજ પ્રમાણે

સંસ્કાર ઉદય થયા કરે છે. મૂળ પ્રથમથીજ પ્રશ્ન મૂકતી તથા જન્મ ઘટિકામાં જરા ફેરફાર થવાથી આખી જન્મોત્રી અને પ્રશ્નોતરીના જીંદગીના દાખલા ખોટા આવે છે. માટે ગણિત વિદ્યા ખોટી સમજવી નહિ. પરંતુ ગણનાર ખોટા હોય છે. માટે ખાત્રી થાય છે કે જે થવા સર્જીત તે ખરૂં છે. કોઇ અભિમાની માણસ કહે છે કે સુખતોમેં મેળવ્યું એમ કહે છે તો દુઃખ અચાનક આવી પડે તો તેને કોણે મેળવ્યું ? દુઃખતો કોઇ જાણી જોઇને કોઇ મેળવતો નથી, પૂર્વના પ્રારબ્ધ કર્મના સંસ્કાર રજો ગુણ, તમો ગુણ તથા સત્વગુણ એ સર્વ ઈશ્વરની માયા પ્રકૃતિથી પ્રાપ્ત થાય છે. ગણનાર માણસ ઉપલકીઉં થોડી મહેનતે મોટા દાખલા ગણી મૂકનાર ઘણા છે તેથી મોટા મોટા દાખલા ખરા આવે છે. અને નાના નાના પરચુરણ વ્યવારિક દાખલા કહી શકતા નથી અને કહે તો અગાઉથી થોડી મહેનતને લીધે ખોટા પણ પડે છે. માટે પૂરી મહેનત કરનાર માણસ પાસે પતરી તથા જન્મોતરી કરાવવી.

૭૧ જ્ઞાનીએ તથા ગૃહસ્થાશ્રમીએ તથા ભકત યોગીએ જાણવાની જરૂર એ છે જે કોઇ માણસે આપણું નુકસાન કીધું હોય તથા તિરસ્કાર ભર્યા શબ્દો કહ્યા હોય તથા આપણને કોઇએ પ્રહાર કર્યો હોય તોપણ મનમાં વિકાર લાવવો નહિ. કારણ જે આપણા તથા સામા માણ-

સના બંન્નેના પૂર્વના પ્રારબ્ધ કર્મએ કરીને પરમેશ્વરે એ બંન્નેનાએવાસંસ્કાર ઉદય કર્યા એના આત્માએ ગુનો કર્યો નથી આત્મા અકર્તાછે. એની તથા આપણી દેહને સંસ્કાર ઉદય થવા સર્જીત હશે તેથી થયું. એમ સમજી સામા માણસ ઉપર વેર ભાવ તથા દ્વેષ બુદ્ધિ રાખવી નહિ. ને પ્રથમ પોતે પોતાના આત્મા તરફ વિચાર કરી લેવો. જે આ દેહમાં રહેલો આત્મા કંઈજ કરતો નથી તો સામા દેહમાં રહેલો આત્મા કંઈજ કરતો નથી. એતો આપણા બંન્નેના સંજોગ કર્મને અનુસરીને પરમેશ્વરે સંસ્કાર ઉદય કરેલા છે એમ જાણવું. માટે કોઇની પાછળ કોઇનો દોષ, અવગુણ ગાવા નહિ ને પોતે પોતાના વખાણ કરવાં નહિ. તથા બીજું એમ ધારવું કે હું તો યોગી દીક્ષામાં છું ને વઢવાડ કરવા જઇશ તો મારા યોગના ચાર નિયમો પાળવાના તે છુટી જશે. ને કિંચિંત લાભને માટે મહા સુખ જતું રહેશે. અને એ અને એ ઉપાધિ તો અહિં રહેવાની છે. ને આપણે તો થોડી મુદતમાં મહાસુખમાં, અખંડસ્વરૂપમાં દાખલ થવું છે. થોડા માટે મોટો લાભ ખોઈ નાંખવો નહિ. ગીતામાં અધ્યાય સોળમાં શ્લોક પહેલાથી તે ત્રણ સુધીમાં કહ્યું છે. ગુણ, તમો ગુણના કર્મો થઈ જાય તો આપણાથી પણ ભવિષ્યે પૂર્વના કંઇક કર્મ સંજોગથી રજો તે તથા હરઘડી ડગલે ડગલે સારાં તથા નરસાં જે કાંઈ કર્મ ધર્મ થાય તે સૌ પૂર્વના પ્રારબ્ધ કર્મને અનુ-

સરીને પરમેશ્વરની માયા પ્રકૃતિથી પરમેશ્વર આ દેહને સંસ્કાર ઉદય કરનારો છે. ને તે સર્વ કર્મ ધર્મ ઇશ્વરને અર્પણ છે. આત્મા નિર્લિપ અને નિર્ગુણ છે, એમ જાણ-વાથી સારાં નરસાં કર્મોના ફળોથી છૂટા થવાશે, તોજ જન્મ મરણની ફરજ્યાતથી મૂકત થવાશે. માટે ક્રોધ તજી મનને કાબુમાં રાખવું. સમજુક માણસે નામર્દા થવામાં જે સુખ સમાયલું છે તે મર્દા થવામાં સુખ નથી. જ્ઞાની યોગીએ દુષ્ટ માણુસથી સમજીને અળગા રહેવું.

૭૨ પૂર્વના ઋષિ મુનિઓ તથા યોગીઓ કહી ગયા છે કે હવે પછીથી આખા જગતમાં સર્વ મનુષ્ય, કર્મ, ધર્મ પુણ્ય પુરૂષાર્થથી પ્રજા ભ્રષ્ટ થશે. એમ કહી ગયલા તે સત્ય છે. પાખંડ ધર્મ, દાંભિક જુઠા ભકત નીવડશે ને રોગથી પીડા પામશો, એમ કહી ગયા તે પ્રમાણે થવા તે સરજીત તે થઇ રહ્યું અને આજ પછી પાછી સર્વે પ્રજા જ્યારે સુધરવા સરજીત હશે ત્યારે ઇશ્વર કુદરતથી એની મેળે સુધરી જશે. માટે થવા સરજીત તે મિથ્યા થતું નથી માટે કોઇના ઉપર ક્રોધ કે વેરભાવ રાખવો નહિ. અગાઉ પાંડુ રાજાનો છોકરો યુધિષ્ટિર રાજા જુગટું રમવામાં રાજ તથા દ્રૌપતી રાણીને હારી ગયા હતા, ત્યારે દ્રૌપતી રાણીને દુર્યોધન રાજાએ હરામ બુદ્ધિથી તેને કબજે લેવા દુષ્ટ મામા શકુનીને તેડવા મોકલ્યો. તે તેડવા ગયેલા દુષ્ટે દ્રુપતીનો ચોટલો ઝાલી ખેંચવા માંડયો. ને દુતની મરજી પ્રમાણે

૮૭ સર્વ ગૃહસ્થાશ્રમીએ દરેક છોકરાને તથા છોકરીને લાયક ઉમરના પોતાની આપબુદ્ધિના થાય ત્યાર બાદ છોકરાની તથા છોકરીની મરજી હોય તોજ યોગબળતપનો ભંગ કરી લગ્ન કરવાં. જ્યાં સુધી બ્રહ્મચાર્ય વૃત પાળી યોગબળતપનું પુણ્ય મેળવવા ઇચ્છા હોય ત્યાં સુધી પોતાના છોકરાંને માબાપે લગ્ન કરવાં તથા તપથીભંગ કરવાં નહિ. એ તપના પુણ્યપ્રતાપે બીજે જન્મે પરમેશ્વર તેને લાંબા આયુશનો તથા ધનવૈભવ, સુખસંપત્તિવાળો જન્મ આપે છે. ને સર્વ પ્રકારે સુખી નીવડે છે. માટે માબાપે પોતાનાં છોકરાંને નાહાનીમાં ભોળવી તપનો ભંગ કરવાનું, યોગીને વીલાવવાનું, તથા યોગીને ભ્રષ્ટાચાર કરવાનું પ્રાશ્ચિતના ભાગી થવાય છે. તે પ્રાશ્ચિતને લીધે છોકરાના માબાપને બીજે જન્મે ઓછા આયુષના અને ધનથી તથા સર્વ જાતથી દુઃખીનો જન્મ પરમેશ્વર આપે છે. માટે કોઇએ છોકરાની મરજી વિના ભ્રમાવી નાહાન વયમાં યોગબળતપનો ભંગ કરી લગ્ન કરવું નહિ. છોકરીનો અટકાવ સમય પછી છોકરીના લગ્ન કરવામા કંઈજ દોષ નથી પણ નાહાન વયનાં ખોટી લાલચ બતાવી દગો કર્યા બરાબર યોગબળતપનો ભંગ કરવાનું પ્રાશ્ચિત બહુજ અધર્મ થાય છે. નાહાન વયથી લગ્ન કરવાનો રિવાજ શાસ્ત્રપુરાણમાં જોતાં મુસલમાન રાજ્યના અમલથી શરૂ થયેલો જણાય છે. તે ખોટો રિવાજ હવે પછી સર્વ સમજુક ધાર્મિક માણસોએ સમજીને અધર્મ થવાના ભયથી મૂક્ત થવું એ ઘણુંજ પુણ્ય હોય

છે. છોકરા તથા છોકરીને બંન્નેને ભણાવવાથી પોતાના ધર્મનું તથા યોગબળતપનું જ્ઞાન થશે. તોજ સુખી થશે. ને જ્ઞાન પ્રાપ્ત કરીને જન્મમરણની ફરજયાતથી મૂક્ત થશે. લગ્ન વખત ઇંડી પીંડી તથા જુસર મુસર તથા સળીઆ તરાક વિગેરેથી વરને ચેતવણીનાં સાસુ પોકવાની રીત કરે છે. તથા કન્યાદાન દેવામાં બ્રાહ્મણ લોકો "સાવધાન" શબ્દ શ્લોક બોલવામાં વરને તથા કન્યાને ચેતવણીના શબ્દો કહેવામાં આવે છે જે તમો યોગતપથી ભ્રષ્ટ થશો, અને દુઃખી થશો. એમ સમજાવવા શ્લોકમાં કહે છે તે નાદાન અણસમજુક છોકરાંને માટે નથી, તે તો લાયક ઉંમરના ને આપબુધ્ધિના છોકરાંને માટે રિતરિવાજ છે. માટે નાદાન છોકરાંનો યોગબળતપનો ભંગ કદી કરવો નહિ. ને માબાપે પ્રાશ્ચિતના ભાગી થવું નહિ.

૮૮ કૃષ્ણમહારાજનું જન્મચરિત્ર કર્મ ધર્મ જાણવા સારૂ દશમસ્કંધ ભાગવત ખાસ વાંચવા જેવો છે. જન્મથી તે લાયક ઉંમરના તથા ગૃહસ્થાશ્રમી થયા ત્યાં સુધીના સર્વ ચરિત્રો ભકતજનોને કરી પતાવ્યાં તે વાંચવાથી ખાત્રી થશે, કૃષ્ણમહારાજ થયા. તેવા કોઇ ફરીથી પ્રતાપી થયા હોય એમ જણાતું નથી. એના જન્મચરિત્ર જોતાં પરમેશ્વર અખંડ સ્વરૂપમાંથી ધર્મના સ્થાપનને માટે તથા ભકતજનોને લાડ લડાવવા સારૂ, તથા દુષ્ટજનોનો નાશ કરવા સારૂ પોતે પોતાની લોકોને માયાભૂલવણીમાં જન્મ્યા એવું બતાવીને સાહાકારરૂપે પરમેશ્વર પ્રગટ થયલા એવું શમજાય છે. તથા પોતે પણ એજ પ્રમાણે કહી ગયા

છે. ગીતામાં અધ્યાય ચોથામાં શ્લોક આઠમાં કહ્યું છે. હાલના જમાનામાં બ્રાહ્મણ લોકો પેટને અર્થે લોકોને પ્રિય લગાડી પૈસા કઢાવવા માટે અગાઉના પુરાણ ધર્મશાસ્ત્રો એટલે પૂર્વેના ઇતિહાસો પાંડવકથા તથા રામાયણ કથામાં સુધારાવધારાના ગોટાળા બહુ કરેલા છે એવી વાત સમજવામાં આવી જેથી સૌ લોકો પુરાણ ધર્મશાસ્ત્રોના ઇતિહાસો વાંચવાની શ્રધ્ધા ઉઠી ગઇ છે કારણ કે ખોટી વાતો વાંચવાથી ફળ શું, માટે જુના પુરાતની ગ્રન્થો શ્લોક અને ટીકા સહિત લખેલાં શોધી, વાંચીને ખાત્રી કરો. કૃષ્ણજીને પરમેશ્વર જાણી હાલના સમયમા શોધતા ફરવું તથા મેળવીને ભેટવાની તથા વરદાન માંગવાની આશા રાખવી નહિ. કારણ કે અખંડ સ્વરૂપ મહા આકાશમાં કૃષ્ણજી મૂળરૂપમાંથી સાહાકારરૂપે પ્રગટ થયા ને પાછા અદૃશ્ય થયા, માટે તેનું મુળરૂપ અખંડસ્વરૂપ મહાઆકાશ સચ્ચિદાનંદ, અખંડાનંદમાં ધ્યાન રાખીને ભકિત તથા પ્રાર્થના કરો, જન્મમરણની ફરજ્યાતથી છુટવા માગણી કરો. ગીતામાં અધ્યાય નવમાં શ્લોક ત્રીજામાં કહ્યું છે માટે સર્વ દેવોને માન આપી ઇશ્વરના ભકત થવું.

૮૯ અગ્નિહોત્ર કરી રહ્યા બાદ પરમેશ્વરનું અખંડ સ્વરૂપ મહા આકાશમા બેઠો છું એમ સમજીને ચિત્ત ફેરવીને પરમેશ્વરની સ્તુતિ કરવી તે નીચે મુજબ છે:—

શામળીઓ ઘનશ્યામ, સુંદર શ્યામલારે;<br>
મુને લાગ્યું માયાનું કર્મ, સુંદર શ્યામલારે. ૧<br>
વેદ વદે છે તુંહિ તુહિ, એવી પ્રબળ ગતિ છે તારીરે;<br>
તારી કળાનો પાર ન પામે, એવી જબરી માયા તારીરે. ૨

ઓમ તું શો હંમ તું, નિરંજન નિરાકારરે;
સર્વ શકિતમાન તુંજ છે, સર્વ બ્રહ્માંડનો રચનારરે. ૩
હરગોવિંદદાસ ગુરૂદેવ મારા, ઇષ્ટદેવ કૃષ્ણ મહારાજરે;
બરદ પોતાનું જાણી, તારી બહાનાની પતરાખરે. ૪
દયાસિંધુ દિનાનાથ, દામોદરરે;
તું ચતુર્ભુજ મહારાજ દેવના દેવરે. ૫
તું સર્વવ્યાપક શ્રીહરિ, સંચરાચરરે;
સર્વમાં તારો વાસ અખંડાનંદરે. ૬
વિદ્યા અવિદ્યા ગતિ છે તારી કૃષ્ણ મહારાજરે;
સર્વ સુખના ધામ તુજ છે, દીન દયાળુરે. ૭
તું ભકતવત્સલ છે ભૂધરા, દીનાનાથરે;
તું ભકતની પુઠે પુઠે ફરે, ચરણરજ લેવારે. ૮
તારા ભકતને કાજ તે, દશ અવતાર લીધારે;
એવા ઘણા ભકતને દર્શન આપી, બહુ સુખ દીધાંરે. ૯
હું અલ્પબુદ્ધિ અજ્ઞાની, પામર પ્રાણીરે;
તું ચૌદ લોકનો નાથ, સચ્ચિદાનંદરે. ૧૦
એવા ઘણા ભકતોની લજ્જા રાખી, ઘણાંક કામ કીધાંરે;
તેવી રીતે હું જેવો તેવો છું દાસ તારોરે, તારા
ભકતોના કાર્જ સુધારોરે. ૧૧

---

પ્રથમ પ્રણામ કરૂં શ્રી ગુરૂનાથને;
મન કર્મ વચને જોડી જુગ હાથને. ૧
સુણો શ્રી ગિરિવરધારી, તમો મારી એક વિનતી;
મેં એળે અવતાર ખોયો, પ્રભુ મારી હવે શી ગતિ. ૨
રખડયો ચારે ખુણે, અખીલ બ્રહ્માંડમાં;
મોહ્યો મુનસાહેબ, આવ્યો તે ભરતખંડમાં. ૩

જેને દેવ સરખા ઇચ્છે, તેને તેવો નહિ જડે;
તેવો તે મુને મળ્યો પ્રભુ તારી કૃપા વડે. ૪
એવો સમય આવ્યો તોએ હરિ ભજવા ન શીખ્યો;
રંકને જેમ પારશ મળ્યો, તે કોટે બાંધીને ભીખ્યો. ૫
બાળપણામાં બાપજીએ ખોયૂં અજ્ઞાનમાં;
મારી યુવાવસ્થા તો વીતી, વિષયના ધ્યાનમાં. ૬
વૃદ્ધપણું આવી ગયું તોયે તૃષ્ણા ન તૂટી;
હાંકે સૌ હળવો પાડે, મરૂં માથું કુટી. ૭
એવા ઘણાક ફેરા હું આવ્યો ને ગયો;
પણ તને ભજ્યા વિના, મારો છુટકો ન થયો. ૮
હું માયાના પાશ તોડી સેવું તમને શ્રીહરી;
એવું બળ હુંમાં નથી, કહું છું હું કરગરી. ૯
જાણી દીન કૃપા કરો, વહાલા પોતાનું બરદ જોઇ;
તો કામ સરશે મ્હારૂં, નહિ તો મરીશું રોઈ. ૧૦
મારાં સહુ કુકૃત્ય, જાણી જોઇને માફ કરો;
વહાલા પોતાનો દાસ જાણી, મારા સૌ સંતાપ હરો. ૧૧
છો પતિતપાવન પ્રભુ, અધમઓધ્ધારકારી;
દયાળુ દિનબંધુ, શરણાગત વત્સલહારી. ૧૨
હે ગોપીચંદ વલ્લભ વહાલા, તમો કૃપાના સાગર કહાવો;
ઘણાને કૃપા કરી, માટે કરૂં છું દાવો. ૧૩
સ્થંભથી પ્રગટયા પ્રભુ, પ્રહલ્લાદની પીડા કાપી;
ધ્રુવજીના તાપ ટાળ્યા, અવિચળ પદવી આપી. ૧૪
વળી ચંદ્રહાસ ઉગાર્યો, ફેડી વીસ વીસ્યા કરી;
સંકટથી દ્રુપતી રાખી, પુર્યાં બહુ ચિર હરી. ૧૫
તળાતો તેલ કઢાથી, શુધનવાને રાખીયો;
મરતા ખગ બાળ ઉતાર્યાં, ગજઘંટા નાખીયો; ૧૬
ગ્રાહે ગ્રહેલો હસ્તી, મૂકાવ્યો તમે કષ્ટથી.
શિવજીની સ્હાય કીધી, તમો વકાસુર દુષ્ટથી; ૧૭

રાખ્યું પણુ ભીષ્મ કેરૂં, પાંડવના તો લાડ પાડ્યાં;
સુદામાનું દારિદ્ર ફેડ્યું, અજામેલના પાપ બાળ્યાં. ૧૮
અહલ્યાનો શ્રાપ ટાળ્યો, વિદુરનું ગમતું કીધું;
જયદેવની સીંજી વાડી, તમો મીરાંનું ઝેર પીધું. ૧૯.
નામાનું છાયું છાપરૂં. ત્રિલોચનના નીર ભર્યું;
દાસ દામાજી માટે, તમે મ્હારનું રૂપ ધર્યું. ૨૦.
નરસિંહયાને હાર આપ્યો, પૂર્યાં બહુ કોડજી;
મૂક્યું ઘર બોઢાણા માટે, તમેશ્રી રણુછોડજી. ૨૧.
સૈના સારૂ નાપિત થયા, જણાવ્યું જગતને;
મધરાતે બનાત ઓઢાડી, માધવદાસે ભક્તને. ૨૨.
તુળસીની ટેક માટે, થયા કૃષ્ણુ રામજી;
ધનાનું ક્ષેત્ર નીપજાવ્યું, બીજ વણે શ્યામજી. ૨૩.
કુતાજીની ભક્તિ દેખી, થયા આધીન હરી;
પ્રાણુ ઓતરાનો રાખ્યો, પરિક્ષિતને સ્હાય કરી. ૨૪.
સંદીપન ગુરૂની પત્ની, દેવકી માત કહાવી;
એ બંન્નેને પુત્ર આપ્યા, મૃત્યુ પામેલા લાવી. ૨૫.
ઓદ્ધવ અર્જુન બંન્નેને, જ્ઞાન ઉપદેશ્યું હરી;
પાકયને પાણી પાયું, સુભદ્રાનું રૂપ ધરી. ૨૬.
રાજ ઉગ્રસનને આપ્યું, પ્રભુ છડીદાર થયા;
બળીરાજાને મંદીર, દ્વારપાળ થઇને રહ્યા. ૨૭. ૨૭.
વ્યાસનો તાપ ટાળ્યો, નારદને મેળવી;
હિરણ્યાક્ષ દુષ્ટને મારી, મૂકાવી તમે પૃથ્વી. ૨૮.
કુબ્જાની કામના પૂરી, રંગે રમવાને ગયા;
બ્રાહ્મણને કન્યા અપાવી, સાક્ષી ગોપાળ થયા. ૨૯.
રજસ્વળા સસૂચીપણું, પ્રેમે થયું ભંગજી;
ગુણીદાનો મુગટ લીધો, માગીને શ્રી રંગજી. ૩૦.

જની બાઇનાં છાણાં વણ્યાં, દરણું દળ્યું દેવ મોરારી;
ભાંડ.પાત્ર ગોરા કુંભારના, ઘડયાં ગિરિવર ધારી. ૩૧.
ઋષિ પત્નિનું ભોજન, જમ્યું જદુવીરજી;
પાધુ સુત દેવ કેરૂં, નારાયણ નીરજી. ૩૨.
કરાંમબાઇનો ખીચડો ખાધો, સવરીનાતો બોરજી;
ઉચ્છીષ્ટ આહીરનું ખાધું, શ્રી નંદકિશોરજી. ૩૩.
રમાથી અધિક આપ્યું, તમો સુખ ગોપીને:
તેને ગમે તે કૃત્ય કીધાં, મર્જાદા તો લોપીને ૩૪.
અંગે ગૃહર્યા ગોપ ઉગર્યા, સર્વે ગૃહયોનંદજી;
ગિરધારીએ વ્રજ ઉગારીયો, વ્યાપો તો આનંદજી. ૩૫
જટાઓની દહન ક્રિયા, કરી રઘુ રાયજી;
વિભિક્ષણ સુગ્રીવ બંન્નેને, અપાવ્યું તો રાજજી. ૩૬
અમરિખનો ભાર ઉતાર્યો, આપે અવતાર ધરી;
ભીલથી ભ્રત ઉગાર્યો, દેવીને પ્રેરણા કરી ૩૭
વામન થઇ ભિક્ષા માગી, ઇન્દ્રનું ગમતું કીધું;
અમરને અમૃત પાયું, મોહની તમે રૂપ લીધું, ૩૮
પુંડરીક વચન માટે, ઇંટે આસનજી,
વાલ્મિક મોટો પતિત, કીધો તો પાવનજી. ૩૯
આપ છાયામાં સુના, પવન કુમારજી,
તાપમાં ઉભા રહ્યા, આપ ઘડી બે ચારજી. ૪૦
કપટે પયપાન કરાવ્યું, બકી તો ગોપાળજી;
તેને ગતિમાં માતાની આપી, એવા તો દયાળજી; ૪૧
પારધી અહીં સંચાણો, માંહો માંહે ત્રણે મારી;
કરતાં એમ સમરણ હરિએ પક્ષી લીધાં ઉગારી. ૪૨

એવા ઘણા ભકતની લજ્જા રાખી ઘણાં કામ કીધાં, તેવી લજ્જા પ્રભુ આતા રાઘરની તારી ભકિત સંબંધી તું

રાખે તો રહેશે. કામ પણ આ તારા ઘરનાં, તારી ભક્તિ સંબંધીનું કરશો તો થાશે. હે પ્રભુ આ તારા ઘરને મનને, બુદ્ધિને, ઇંદ્રિયને વાણીને, ચિત્તને, અહંકારને, તારી આનંદ ભક્તિ, પ્રેમભક્તિ, જ્ઞાનભક્તિ, ધ્યાનભક્તિ, તારી અષ્ટયોગ સમાધિભક્તિ પ્રાપ્ત કરો. નેહે પ્રભુ આ તારા ઘરથી, મનની બુદ્ધિથી, ઇન્દ્રિયથી વાણીથી, ચિત્તથી, અહંકારથી જે જે નિત્ય કર્મ ધર્મ થાય તે તને અર્પણ છે. હે સચ્ચિદાનંદ પ્રભુ, આ તારા નાના ઘરના હૃદયાકાશમાં ચૈતન્ય આત્મા રહેલો છે, તેને કાઢીને તારા મોટા ઘરમાં અખંડ સ્વરૂપમાં દાખલ કરો. અને આકાશ શબ્દ ઉચ્ચાર કરો. સૌ મનુષ્યને તારી અખંડ સ્વરૂપ ભક્તિના સંસ્કાર તથા અગ્નિહોત્ર કર્મના, તથા યોગ ભક્તિના સંસ્કાર ઉદય કરો, સર્વ કર્મ અર્પણ કરવાની રીત એકાદશસ્કંધ ભાગવત્માં અધ્યાય બીજો શ્લોક છત્રીશમાં કહ્યું છે.

૯૦ પંચીકરણમાં લખ્યું છે જે આકાશનો ગુણ શબ્દ કરવાનો હોય છે. તેથી નાનું ઘર, શરીર હૃદયાકાશ શબ્દ કરે તો મોટું ઘર અખંડ સ્વરૂપ મહાઆકાશને પણ જરૂર હોય તો શબ્દ કરે છે. કંસ રાજાને આકાશ શબ્દથી કહ્યું હતું જે દેવકીજીનો આઠમો પુત્ર તને મારશે. એમ કહ્યું હતું તે આકાશવાણીથી કહ્યું હતું કોઈયે બીજા માણસે કહેલું નહિ એમ સિદ્ધ થાય છે.

સમાપ્ત.